# જસદણ કેસ.

છપાવનાર,

ખોજા ભાવજીભાઇ હીરજી

ઘીવાળા. મુંબઇ.

# જસદણ કેસ

( અંગ્રેજી ઉપરથી ગુજરાતી તરજુમો. )

કાઠીયાવાડના ફોજદારી
ઇન્સાફના મુખ્ય કોર્ટમાં
સેશન કેસ નાં. ૨૯ સને ૧૯૦૭-૦૮

ઓરીજીનલ ગુજરાતી નકલ ઉપરથી
છપાવી પ્રગટ કરનાર.

ખોજા માવજીભાઇ હીરજી
ઘીવાળા.

મુંબઇ.
સંવત ૧૯૬૫. ઇ૦સ૦ ૧૯૦૯.

# પ્રસ્તાવના.



જગત્‌નો ઇતિહાસ તપાસતાં એવું સિદ્ધ થાય છે કે હરેક જમાનામાં અને હરેક દેશમાં, અજ્ઞાન લોકો જ્યારે કાંઇ બાબત જુએ છે અથવા સાંભળે છે ત્યારે જો તેનું કારણ એકદમ નથી સમજી શકતા, તો વિચિત્ર પ્રકારના વહેમને આધિન થઇ જાય છે. દાખલા તરીકે જો કોઇ જણ એકાએક માંદો પડે અથવા મરી જાય, તો તેમ થવાનાં કુદરતિ કારણો વિષે અજ્ઞાન હોવાથી તેઓ એમ માની લેછે કે, તે માણસ કોઇ પિશાચ્ય અથવા જીનના સપાટામાં આવી ગયો છે, અથવા તો કોઇ જાદુગરે મંત્રના બળથી તેની માંદગી અથવા મોત નીપજાવ્યું છે. કેટલોક વખત અજ્ઞાન લોકો આટલી કલ્પના મનમાં બાંધીને બેસી રહેતા નથી, પણ તેથી આગળ વધીને વહેમથી પોતાના મનમાં ઉભા કરેલા "જાદુગરને પોતાથી

બની શકતું દુઃખ આપે છે, અથવા તો તેથી પણ આગળ વધીને તેઓનો પ્રાણ લેવાને પણ આંચકી ખાતા નથી. હાલના સુધારાના જમાનામાં રેલ્વેના રસ્તા બાંધવા માટે નદીઓ ઉપર જબરદસ્ત પૂલો બાંધવામાં આવે છે. આવાં મહાન કાર્ય કાંઇ એકાદ માસમાં પુરાં થતાં નથી, પરંતુ પૂર્ણતાને પામવાને ઘણો લાંબો વખત લેછે. આવાં મહાભારત બાંધકામો બંધાતાં હોય છે, તે અરસામાં જો તેવાં બાંધકામોની નજીકનાં મકાનનું કોઇ છોકરું ભૂલું પડી જાય છે, તો તે પાછું મળી આવે ત્યાં સુધીમાં અજ્ઞાન લોકો એવી કલ્પના બાંધી બેસે છે, કે એ બાંધકામ વારંવાર તૂટી પડતું હોવાથી તે છોકરાને તે બાંધકામનું બળીદાન કરવામાં આવેલું છે. આવી આવી અનેક તરેહની કલ્પનાઓ કાર્ય કારણની સમજ વગર અજ્ઞાન વર્ગ તરફથી ધરાવવામાં આવે છે. ઉપરના દાખલા

પ્રમાણે કાઠીઆવાડ તથા બીજા કેટલાક દેશોમાં જ્યાં ખોજાઓની વસ્તી હોય છે ત્યાં કોઇનું નાનું છોકરું કાંઇ કારણથી ગુમ થઇ ગયું હોય, અથવા કોઇ ચંડાળે તે નિર અપરાધી બચ્ચાનું ખૂન કર્યું હોય તો અજ્ઞાન વર્ગ એવું માની લેછે કે તે ખૂન ખોજાઓએ કરેલું હોવું જોઇએ. તેઓની કલ્પનાનો અફસોસ ઉપજાવનારો પાયો એ હોય છે કે ખોજાઓ ધાર્મિક પુન્ય પ્રાપ્ત કરવાને માટે આવાં કૃત્યો કરે છે. આ બીનાનો તાજો દાખલો જસદણ કેસ પુરો પાડે છે. જસદણમાં, તે સંસ્થાનના અમલદાર મેમણ ગનીનો પૌત્ર હબીબ જે એક નિર અપરાધી માસુમ છોકરો હતો, તેનું કોઇ કરપીણ ખૂન કરવાથી આ કેસ ઉભો થયો હતો. હબીબના ખૂનનું કારણ સાધારણ અકલથી જાણી શકાયું નહિં, ત્યારે લાગતા વળગતાઓએ એવી કલ્પના બાંધી લીધી કે, ખોજાઓએ મારણ

સૈના સોહીમાં ચોખા રાંધવા માટે તે નિર્દોષ બાળકનું ખૂન કર્યું હશે, કારણ કે વહેમને લીધે તેઓએ એવી કલ્પના બાંધી લીધી કે ખોજાઓ ધાર્મિક માન્યતા પ્રમાણે ખૂન કરે છે, સોહી લીએ છે, તેમાં ચોખા રાંધે છે, અને દેવાર્પણ કરેલા ખોરાક તરીકે તે ચોખા ખાય છે! ખોજાઓના ધર્મ વિષે આવી હસવા જેવી અને વિચિત્ર લોકવાયકાની કલ્પના કેવી પોકળ અને પાયા વગરની છે તે આ કેસ ઉપરથી બરાબર જાણવાને બની આવશે. ખોજાઓનો પાક **શીયા ઇમામી ઈસમાઇલી દીનનાં** ફરમાનો એટલી હદ સુધી દયાળુ લાગણી ધરાવનારાં છે કે મનુષ્ય તો શું પણ એક નજીવા પ્રાણીને સહેજ પણ દુઃખ આપનારને રૌરવ નરકનો અધિકારી બનાવે છે. ત્યાંથી આગળ વધીને લીલા ઝાડની કોઇ ડાંખળીને પણ વગર કારણે કાપવા મના કરે છે.

આવો શીલસુરી ભરેલો અને દયાળુ ધર્મ નિર્દોષ બચ્ચાંનું ખુન કરવા કેવી રીતે પ્રેરાઇ શકે! માયાળુ બ્રિટીશ સરકારના અદલ ઇનસાફે આ જસદણ કેસને કસોટીમાંથી પસાર કર્યો છે અને ખોજાઓ તથા તેમના શીયા ઇમામી ઇસમાઇલી દીનને કલ્પનાથી બાંધેલા કલંકમાંથી મુક્ત કીધો છે તેને માટે ખોજાઓ હમેશાં બ્રિટીશ અમલના એહસાનમંદ રહેશે. આ કેસની ઓફી-શીઅલ નકલમાંથી શબ્દે શબ્દ અમોએ આ પુસ્તક છપાવ્યું છે, અને અમે આશા રાખીએ છીએ કે આ પુસ્તક વાંચી સામાન્ય પ્રજા ભવિ-ષ્યમાં મજકુર બનાવ જેવા બીજાં કોઇ ઘાતકી અને ધિક્કારવા લાયક નીચ કૃત્ય બનવા પામે ત્યારે તેઓ અજ્ઞાનતાની લાગણીથી ખોજાઓ તથા તેમના ધર્મ વિષે અઘટિત કલ્પનાઓને પોતાનાં અશાન્ત ભેજામાં જગ્યા આપશે નહિ.

હારામભાઇ ઓધા માસ્તરે આ કેસની નકલમાંથી પુસ્તકની રચના કરવામાં, તથા આં પુસ્તક ને લગતી પ્રસ્તાવના લખી આપવામાં, કાંઇ પણ સ્વાર્થ વગર પોતાના પાક દીનને યોગ્ય ઇનસાફ મળવાની લાગણીથી જે સેવા બજાવી છે, તથા અલીમામદ જીવાભાઇ માસ્તરે પણ તેવીજ લાગણીથી આ પુસ્તક છપાવવાનું કામ પોતાને માથે ઉપાડી બઇ સરંજામે પહોંચાડયું છે. તેમને માટે મૌલાના હાઝર ઇમા-મની દરગાહમાં અમે દુઆ ગુજરીએ છીએ કે, તે ખુદાવંદ દીનની સેવા બજાવવામાં તેઓને હમેશાં તૌફીક તથા હિંમત બક્ષે.

લ૦ ખોજા માવજીભાઇ હીરજી બીવાળા.

રહીશ કોટડા સાંગાણી, કાઠીઆવાડ.

લાલ ચુંબઇ.

# જસદણ કેસ

( ઇંગ્રેજી ઉપરથી ગુજરાતી તરજુમો. )

## કાઠીઆવાડની ફોજદારી ઇનસાફની મુખ્ય કોર્ટમાં.

**સેશન કેસ નાં. ૨૯ સને ૧૯૦૭-૦૮.**

**શહાનશાહ**

વિરૂધ્ધ.

| | | |
|---|---|---|
| ૧ નાનજી જેઠા | } | તહોમતદાર. |
| ૨ ધુસા ઉકા | | |

**તહોમત**—હિંદુસ્તાનના ફોજદારી શિક્ષાના કાયદાની કલમ ૩૬૪, ૩૦૨ તથા ૨૦૧ મુજબ.

**મેમ્બરો પ્રત્યે કરેલું ભાષણ.**

જસદણ સંસ્થાન તરફથી આવેલો આ અતિશય અગત્યનો અને મનને વ્યાકુળ

કરે તેવો કેસ છે. હાલના બે તહોમતદારોને, એટલે કે, નાં. ૧ ના તહોમતદાર **નાનજીને** તથા નાં. ૨ ના તહોમતદાર **ઘુસાને** આ કેસને માટે ખાસ કરીને નીમવામાં આવેલા માજીસ્ટ્રેટ મી. **છગનલાલ જેઠાલાલ** પારેખે કમીટ કરેલા છે. નાનજી ઉપર મનુષ્ય હરણુ તથા ખુનનું અને ઘુસા ઉપર ખુનનું તહોમત રાખવામાં આવેલ છે. સરકારી વકીલ (પબ્લીક પ્રોસીક્યુટર) ની માગણી ઉપરથી તે તહોમતમાં વધારો કરીને બન્ને તહોમતદારો ઉપર હિંદુસ્તાનના ફોજદારી શિક્ષાના કાયદાની કલમ ૨૦૧ મુજબનું તહોમત ઉમેરવામાં આવ્યું, તે એવી રીતે કે ખુન થયું છે એવું માનવાને કારણુ છતાં ખુનીને શિક્ષામાંથી બચાવવાના ઇરાદાથી તેઓ લાસને ખસેડીને લઇ ગયા. ફરીઆદિ તરફથી એમ કહેવામાં, આવેલ છે કે તહો-

મતદારો, જેઓ ખોજાઓ છે. તેમણે માણુ-
સના લોહીમાં ચોખા રાંધવાને માટે મેમણના
ગુજરેલ છોકરા હબીબનું અંગ છેદન કરીને
ખુન કર્યું. કારણ કે ખોજાઓની માન્યતા
પ્રમાણે આવા ચોખા વપરાશમાં લેવાથી
ખાસ ધાર્મિક લાયકી અથવા પુણ્ય પ્રાપ્ત
થાય છે. તેવા કારણને લઇને (આ) કેસની
અગત્યતા અને અસાધારણ રસ વિશેષ
કરીને ઉત્પન્ન થાય છે.

નાં. ૧ ના તહોમતદારનો બચાવ **સર
ફીરોઝશાહ મહેતા** તરફથી અને નાં. ૨
ના તહોમતદારનો બચાવ બારીસ્ટર મી. **ડી.
બી. શુકલ** તરફથી કરવામાં આવ્યો હતો,
અને તેમને તે કેસની ફેરીઅતથી વકીલ
મી. **પરશોત્તમ માવજી**એ વાકેફ કર્યા હતા.
અને ફરીઆદી તરફથી કામ ચલાવવાને
સરકારી વકીલ (પબ્લીક પ્રોસીક્યુટર.)

બારીસ્ટર **મી. ગુલામ મહમદ બાવા-મીયાં મુનશી** હાજર થયા હતા.

એ વાત લક્ષમાં રાખવાની છે કે જંસદણ સંસ્થાનની પોલીસે સ્પેશીઅલ માજીસ્ટ્રેટ પાસે ૬ ખોજા તહોમતદારોને મોકલાવી આપ્યા હતા. તેમાંથી તેણે માત્ર બે શખ્સોને, એટલે કે, **નાનજી** તથા **ઘુસાને**, ઉપર કહેલા ગુન્હા માટે તેમનો ઇનસાફ થવા સારૂ કમીટ કર્યા.

ફરીયાદી તરફના સાક્ષીઓએ કેસની જે મુખ્ય કેફીઅત કહી જણાવેલી છે, તેની કાંઇપણ તપસીલમાં નહીં ઉતરતાં અથવા તો તકરારી અગર શંકા ભરેલી બાબતોનું વિવેચન નહીં કરતાં, હવે હું તે મુખ્ય કેફીઅતનો સંક્ષિપ્ત ઇતિહાસ આપવાને યત્ન કરીશ. ગુજરનાર છોકરો **હબીબ** એ જસદણ સંસ્થાનના અમલદાર **મેમણ ગનીના**

ચૈત્ર હતો, અને ગુરૂવાર તારીખ ૨૮ મી નવેમ્બર સને ૧૯૦૭ના રોજ જસદણ શહેરમાં હબીબે પોતાના દાદા ગનીની સાથે શીરામણી કરીને શેરડી છોલવા માટે તેની પાસેથી છરી માગી લીધી. માજી મહેતાજી ગુજરી જવાથી તે તેના ઉતર કાર્યના દીવસ હોવાથી તે દીવસે રજા પડી હતી; માટે હબીબ નિશાળે ગયો નહોતો અને તેના દાદા તેને આ ગુરૂવારની સવારે ઘેર સાજો તાજો મુકીને ગયા હતા. બપોર પછી ૪ વાગતાને સુમારે તેના દાદા ગની પોતાના હીસાબી કામ ઉપરથી પાછા આવ્યા, ત્યારે તેને એમ માલુમ પડ્યું કે હબીબ ખોવાઇ ગયો છે, માટે તે તેની શોધ ગોત કરવામાં જોડાઈ ગયા. પરંતુ તે નિષ્ફળ નીવડી. પ્રથમ એમ વિચાર થયો કે તે છોકરો જસદણની બહાર આવેલાં ગામોમાં જે સગાં રહેતાં હતાં તેને

ત્યાં જતો રહેલ છે; પરંતુ મોડી સાંજરે ફોજદારને ખબર કર્યા, ને ગામમાં સાદ પડાવ્યો, અને કાળાસરના રસ્તા ઉપર તથા તેની આસપાસમાં શોધ કરાવી. છતાં પણ કાંઇ ફળ મળ્યું નહીં. દરમ્યાનમાં (આંક ૪ વાળા) છોકરા **અભરામ**ની હકીકત ઉપરથી એમ જણાય છે કે ગુરૂવારની સવારે આશરે ૧૧।। બજયે તે અને હબીબ ગામમાં ભેગા થયા હતા અને શાક મારકીટમાં આવેલી દુકાને-શેરડી લેવાને ગયા હતા, તેવામાં તરતજ નાં. ૧ ના તહોમતદાર **નાનજી** (જે નાક-માંથી બોલે છે, માટે ગુંગણો કહેવાય છે તે) આવ્યો અને છોકરાઓને કહ્યું કે થોડાંક વાસણો લઇ જવાં છે, માટે તમે ચાલો; તે ઉપરથી તે બે છોકરાઓ તેની સાથે બોજા ખાને ગયા. ત્યાં નાં. ૧ ના તહોમતદારે તેમને વાસણ બતાવ્યાં અને પછી અભ-

રામને ધમકી આપી. નાં. ૧ ના તહોમતદારે ગુજરનાર હબીબને અંદર પુરીને બારણાં બંધ કર્યાં જોઇને અબરામ જતો રહ્યો. અબરામની હકીકતને ( આંક ૭ વાળા) ગીગાની હકીકતથી ટેકો મળે છે. ગીગો લખાવે છે કે હું શાક મારકીટમાં ખરીદી કરતો હતો, ત્યારે મેં નાં. ૧ ના તહોમતદારને ત્રણ વખત એમ બોલતાં સાંભળ્યો કે તે છોકરો ગની કામદારનો પૌત્ર છે. તે ઉપરથી બોજો આવજી, જે પહેલાં એક સહતહોમતદાર હતો, પરંતુ જેને ત્યારપછીથી છોડી મુકવામાં આવેલ છે તેણે કહ્યું "વખત ગુમાવોમાં; આ બે છોકરાઓને લઇ જાઓ અને તેમને સારી શેરડી અને પીવાને શરબત આપો." ગીગો વળી એમ લખાવે છે કે હું ઘેર જતો હતો, ત્યારે આ બજારમાં રસ્તા ઉપર નાં. ૨ ના તહોમતદાર મુસા

પાસે થઇને હું નીકળ્યો હતો. આપણે તુરતમાં જોઇશું તે પ્રમાણે **અબરામની** વાતને અબ્દુલ ગફુરના બોલવાથી પણ ટેકો મળે છે. એમ યાદ રાખવાનું છે કે સાદ પડાવ્યો અને શોધ ગોત કરાવી. છતાં પણ **હબીબ** ગુરૂવારની સાંજરે માલુમ પડયો નહીં, અને એમ જણાય છે કે શુક્રવારના રોજ શાહેરમાં અમુક ગપો ચાલતાં હતાં, તે ઉપરથી ફરીયાદી ગનીનું ખોજાઓ ઉપર એવો શક લાવવાનું વલણ થયું કે છોકરો માલુમ ન પડયો, માટે ખોજાઓ, જેઓ ધાર્મીક હેતુથી આવું કૃત્ય કરવાને ઉશ્કેરાય છે, તેઓનું તે કૃત્ય હોવું જોઇએ. વળી ગની આપણને એમ કહે છે કે **વસાવડ**માં આવો બનાવ બન્યાનું મેં સાંભળ્યું હતું. અને ખોજાઓ ખુન કરે છે, લોહી લાએ છે, તેમાં ચોખા રાંધે છે અને

દેવાર્પણ કરેલા ખોરાક તરીકે તે ચોખાને વહેંચે છે. તેટલા માટે તે ફોજદાર પાસે ગયો અને પોતાની શંકાઓ જણાવી. ને ઉપરથી ફોજદારે તેજ સાંજરે જસદાણમાં ખોજાઓના આશરે એક દરજન ઘરો ઉપર સીલ મારી, અને બીજી સવારે પંચની રૂબરૂમાં તેની જડતી લેવા ગયા. આ બે તહોમતદારોના ઘરોની જડતીનું પરીણામ એ આવ્યું કે પંચોએ નાં. ૧ ના તહોમતદાર **નાનજીના** ઘરમાં એક આડી ઉપર એક ચલાખો શોધી કાઢ્યો, તેમાંથી અતી ખરાબ દુરગંધ આવતી હતી અને તેના ઉપર લોહીના ડાઘ છે એમ ઠરાવવામાં આવ્યું, અને તે વળી ભીનો હતો. **નાનજીના** બારણાની બહાર જ્યાં તેની મા સુતી હતી, ત્યાં એક લોહીના ડાઘ વાળી ગોદડી પણ માલુમ પડી આવી. ત્યારબાદ નાં. ૨ ના તહોમતદાર **ઘુસાના**

ઘરમાં એક દુપટો, ઝભ્ભો અને ગોદડી માલુમ પડયાં અને તેના ઉપર પણ લોહીના ડાઘ છે એમ લખવામાં આવ્યું. પરંતુ મનજી નામના એક બીજા ખોજાના ઘરની જડતી લેવાનું કરતાં ફોજદારને અને પંચને એવી ખબર મળી કે હુબીબાની લાસ પુંજા ઘાંચીને ગામથી ઉતરાદી તરફ નદીના તળીઆમાંથી હાથ આવી છે. એમ જણાય છે કે (આંક ૬ વાળો) ઘાંચી પુંજો પોતાની ભેંશોને લઇને બહાર ગયો હતો, અને તેઓ છીંકોટા નાખતી હતી તે ઉપરથી તેનું ધ્યાન ખેંચાયું. જોવા ઉપરથી તેને છેઆઓની વચમાં નદીની એક બાજુએ આવેલ વેનમાં મોઢું હેઠે રાખીને પડેલી એક લાસ જોઇ. આ બાજુનું વેન આશરે ૨–૩ ફુટ પહોળું અને આશરે ૧ થી ૧॥ ફુટ ઉંડું હતું. જળ પ્રવાહ તમામ તે લાસ ઉપર થઇને

વહેતો હતો. પુંજો ગામમાં ખબર આપ-
વાને ગયો અને હબીબ ગુમ થએલ છે
એવા ખબર મળતાં ગનીને તે વાત જણાવી
અને ફોજદારને તથા પંચને તે જગ્યેપર
બોલાવવામાં આવ્યા હતા. લાસ ઉપર બે
મોટા પથરો માલુમ પડયા હતા, તેમાંથી
એક ગરદન ઉપર અને બીજો સાથળ ઉપર
મુકેલો હતો અને તેણે માત્ર એક બંડી
પહેરેલી હતી, જે હાલ રજુ કરવામાં
આવે છે અને તે ઉપર લોહીના ડાઘ
પડેલા માલુમ પડે છે. ત્યાર બાદ (આંક
૮ વાળા) જસદણના વૈદકખાતાના અ-
મલદાર મી. જીવણલાલને લાસને
અડકતાં પહેલાં બોલાવવામાં આવ્યા અને
તેના આવ્યા બાદ તેણે અને પંચે લાસને
જોઇ અને તેની પોસ્ટ મોર્ટમ તપાસ કરવા
સારૂ પછીથી તરતજ તેને ઘોડે દૂર લઇ

જવામાં આવી. જે ઇજા માલુમ પડી હતી તેનું વર્ણન તપસીલની બાબતમાં જુદા જુદા સાક્ષીઓએ જુદી જુદી રીતે આપેલું છે; પરંતુ ફરીયાદી તરફથી રજુ થએલા પુરાવાની સામાન્ય મતલબ એવી છે કે ખાલની ટોચ ઉપર ડાબી બાજુએ કેટલીક ચામડી ખસેડી નાખવામાં આવી હતી અને તેની ફરતું માથા ઉપર ટુંકા વાળનું આછાદન હતું; આ ઠેકાણે એક કાણા જેવી કાંઇ ઇજા માલુમ પડી હતી. ત્યાર બાદ દરેક આંખની નજદીકમાં અને ડાબા કાનની પછવાડે એક પાતળા અણીવાળા હથીઆર વતી ઉઘાડી રીતે જખમ કરવામાં આવ્યાં હતાં. જમણો ડોળો બહાર નીકળી આવ્યો હતો અને ડાબો કાન પુરેપુરો કાતરવતી કાપી લેવામાં આવ્યો હતો. છેવટ ગુહ્ય ઇંદ્રી ઉપર ઇજા કરવામાં આવી હતી. પંચના બોલવા પ્રમાણે

તેના આગલો ભાગ કાપી નાખવામાં આવ્યો હતો અને ડાબી જાંગના સાંધા ઉપર એ ઉપરછલા ઉઝરડા પાસે પાસે હતા, તે અનુક્રમે ૧ અને ૨ તસુ લાંબા હતા. હૃદયની જમણી બાજુએ નસોના લોહીથી ભરપુર હતું તે જોવા ઉપરથી અને ફેફસા, જે ઉપર તરડયુના ડાઘ જણાતા હતા, તે જોવા ઉપરથી ડાક્તરનો એમ અભિપ્રાય પડયો કે મૃત્યુ ગુંગળાઇ જવાથી થયું હતું. તો પણ પંચનો હવે એવો અભિપ્રાય આપવાનું વલણ થઇ ગયું છે કે તે (મૃત્યુ) લાસ ઉપર માલુમ પડેલા જખમોથી થએલ છે. લાસને વગે કરવાની છુટ આપવામાં આવી અને વૈદકખાતાના અમલદારે પોતાની, ઉપર ટપકેની નોટ ઉપરથી પોતાનો પોસ્ટ મોર્ટમ રીપોર્ટ બનાવ્યો અને તે ફોજદાર તરફ મોકલી આપ્યો. તેના ઉપર તારીખ ૧ લી

ડીસેમ્બર, એટલે કે, લાસ માલુમ પડ્યા પછી વળતા દીવસની છે ( આંક પી. ૫ એચ. ) જે વખતે લાસને શોધી કાઢવામાં આવી તે વખતે લોકોનું એક ટોળું એકઠું થયું હતું અને તે ટોળામાં **અબ્રામ** તથા ( આંક ૫ વાળા ) **અબદુલ ગફુર** નામના છોકરા હતા અને તે બંને ખાત્રીપૂર્વક એમ કહે છે કે તે વખતે **અબ્રામે અબદુલને** કહ્યું કે **હુબીબને** ખાજા ખાનામાં લઇ જવામાં આવ્યો હતો. હાલના નાં. ૧ ના તહોમતદારને તેના ઘરની જડતી લીધા બાદ પકડવામાં આવ્યો હતો અને એમ જણાય છે કે ( આંક ૩ વાળો ) ઠેઠ **પુનો**, જેને તેમની વાડીમાં પ્રસંગોપાત નોકર રાખવામાં આવતો હતો, તેને ફોજદારે વળતે દીવસ તેડાવ્યો. તે હવે આપણને કહે છે કે તા: રીખ ૨૮ મી નવેમ્બર ગુરૂવારના રોજ

લગભગ બપોરને વખતે નાં. ૧ નો તહોમ-
તદાર **નાનજી** વાડીએ આવ્યો અને મને
કહ્યું કે સાંજરે વાળુ કરવાને આવજે. માટે
હું સુરજ આથમ્યા પછી ગયો અને ૭
બજ્યા અગાઉથી તે રાતના ૯ વાગી ગયા
પછીના વખત સુધી રોકાયો, તે વખતે મને
વાળુ આપ્યું અને કહ્યું કે જરા રાહ જોજે,
કારણ કે વાડીમાં સઘળા સાથે જઇશું. થોડી
વાર પછીથી બે તહોમતદારો **નાનજી** અને
ઘુસો નાનજીના ઘરમાંથી નીકળ્યા. તેમની
સાથે એક ગાંસડી હતી. તેઓ તેને વારા
ફરતી ગામ સોંસરી ખોજાખાના પાસે થઇને
ઉપાડીને કોઠા તરફ લઇ ગયા. તે કોઠો
નદીના તળીઆની પાસે આવેલ છે. ત્યાર
બાદ પુર્વમાં વાડી તરફ જવાને બદલે તેઓ
પછીથી નદીના તળીઆ સોંસરા ઉત્તરમાં
ચાલ્યા. હેં તેનું કારણ પુછ્યું, અને ત્યાર

પછીને વખતે જ્યારે તેને ગાંસડી ઉપાડવાનું ક્હેવામાં આવ્યું, ત્યારે તેણે ના પાડી પરંતુ છેવટ હા પાડી. પરંતુ ગાંશડી આશરે ૫૦ વાર લઇ ગયા પછી તે છેડને એમ જણાયું કે તે ભીની છે. ત્યારે તે ગાંસડી લઇ જવાની તેણે ના પાડી અને તેમાં શું છે તે જાણવા માટે પ્રશ્ન કર્યો. તે ઉપરથી તેને એમ ક્હેવામાં આવ્યું કે તેમાં મારી નાખેલા એક મેમાણના છોકરાની લાસ છે. ત્યાર પછીથી **નાનજી** લાસને લઇ ચાલ્યો અને તે છેક થોડેક સુધી, એટલે કે, બાવાની ફુલવાડી સુધી, તેની પાછળ પાછળ ગયો. ત્યાં તેને બેસી જવાનું ફરમાવવામાં આવ્યું. ત્યાર બાદ તહોમતદારો નદીના તળીઆ સોંસરા ઉભી વાટે ચાલ્યા અને તરતજ ગાંસડીમાં બાંધેલી વસ્તુ વગર પાછા આવ્યા, પરંતુ જે લુગડામાં તેને બાંધી હતી તે સાથે

લેતા આવ્યા. એમ અનુમાન થાય છે કે જે ચલાખો વિશે કહેવામાં આવ્યું છે તે તે ચલાખો હશે. હેઠ હવે એમ લખાવે છે કે તહોમતદારો પાછા આવ્યા, ત્યારે તેઓએ મને વાડીએ જવાનું કહ્યું. ત્યાં હું ગયો અને બીજી સવારે મને માલુમ પડ્યું કે મારૂં કડીયું જમણા ખભાની નીચે લોહીના ડાઘવાળું થએલું છે. તે કડીયું હાલ રજુ કરવામાં આવે છે અને ફોજદાર આપણને એમ જણાવે છે કે આ હેઠે તે મારી પાસે આણ્યું હતું અને રવીવાર તા. ૧ લી ડીસેંબરના રોજ પંચે તેની તપાસ કરી હતી. તે વખતે તેમણે ઝાંખા ડાઘ જોયા હતા. તેઓના અભિપ્રાય પ્રમાણે તે ઝાંખપ તાજેતરમાં ધોએલું હોવાથી આવી ગઇ હતી (આંક ૧૧ अ ની સાથે મેળવણી કરી જુઓ). કેસમાં આ મુખ્ય પુરાવો છે; પરંતુ

ઓજાખાનાની ખુદની લાસ હાથ આવ્યા પછી શનીવારની સાંજરે અને ફરીથી વળતે દીવસે, એટલે કે, તારીખ ૧ લી ડીસેંબરના રોજ જડતી લેવામાં આવી હતી, તે વખતે અમુક વસ્તુઓ એવા વિચાર ઉપરથી કબજામાં લેવામાં આવી હતી કે તેઓના ઉપર લોહીના ડાઘ છે અથવા તો માણસના લોહીથી ચોખા રાંધવા સારૂ તેને ઉપયોગમાં લેવામાં આવી છે. બીજી પણ જડતીઓ લેવામાં આવી હતી તેની સાથે આપણે નીસ્બત નથી. ફક્ત તહોમતદાર નાનજીના ઘરની ફરીથી જડતી લેવામાં આવી હતી તેની સાથે આપણો સંબંધ છે. તે વખતે એક સુયો અને છરી તારીખ ૩ જી ડીસેંબરના રોજ માલુમ પડયાં હતાં.

તહોમતદારોને પકડયા પછી તેમને જસદણની જેલમાં રાખવામાં આવ્યા હતા

અને નાં. ૧ ના તહોમતદારને ફોજદારના હવાલામાં તારીખ ૪ થી ડીસેંબર સુધી રાખવામાં આવ્યો હોય એમ જણાય છે. તે તારીખે તેની કબુલતની નોંધ લેવા માટે તેને ન્યાયાધીશ સાહેબ પાસે મોકલવામાં આવ્યો હતો અને (આંક ૧૩ अ વાળો) તે કબુલતમાં તારીખ ૬ ઠી ડીસેંબરના રોજ વધારે હકીકતથી ઉમેરો કરવામાં આવ્યો હતો. તે કબુલતમાં જે સ્થિતીમાં તે ખુન કરવામાં આવ્યું હતું તે સ્થિતીની પુરેપુરી હકીકત આપેલી છે અને તેની અંદર લખેલી મુખ્ય હકીકત હું હાલ તુરત કહી જણાવીશ. હવે પછીથી જો તે પુરાવામાં ગ્રાહ્ય માલુમ પડે તો તેને દાખલ રાખવી એવી શરતે તેને દફતરમાં રીતસર દાખલ કરવામાં આવી છે, અને હું હવે પછીના લખાણમાં તેની સાથે નિસ્બત ધરાવતી તમામ હકીકત તેમજ તેની

સ્વાભાવીક કીમત અને ગ્રાહ્યતા વિશે વિચાર કરીશ.

તારીખ ૨ જી જાન્યુઆરીના રોજ ખાસ માજીસ્ટ્રેટ **મી. છગનલાલ**, જેણે કેસ કમીટ કરેલ છે, તેણે પોતાની તપાસ શરૂ કરી અને લાંબા લાંબા રોજકામો કર્યા બાદ તેણે હાલના બે તહોમતદારોને આ કોર્ટમાં કમીટ કર્યા.

આ સ્થળે ફરીયાદી તરફની વાત પુરી કરવા સારૂ હું નાં. ૧ ના તહોમતદાર **નાનજી**ની કબુલતની મતલબ લખી જણાવીશ. તેની અંદર તેણે તારીખ ૪-૧૨-૦૭ ના રોજે લખાવ્યું છે કે એક ગુરૂવારના રોજ બપોર પછીના ૩ બજયે તે અને **ઘુસો** શાકની મારકીટમાં બેઠા હતા. ત્યાં ૮-૯ વર્ષની ઉમરનો એક મેમણનો છોકરો શેરડી છોલતો હતો અને ખાતો હતો. તે ઉપરથી

તેણે અને ઘુસાએ એવી મતલબ કરી કે તે છોકરાને લલચાવીને ખોજાખાનામાં લઇ જવો, તેને મારી નાખવો અને તેના લોહીમાં રાંધેલા ચોખા ખાવા. તેટલા માટે તે તે છોકરા પાસે ગયો અને તેને કહ્યું કે તને કાંઇક ખાવાનું જડશે. માટે ખાનામાં જ્યાં છોકરાં રમે છે ત્યાં ચાલ. તે ઉપરથી તે બને છોકરા તેની પછવાડે ચાલ્યા અને તેમની પછી ઘુસો આવ્યો. તેઓ આ પ્રમાણે ખોજાખાનામાં ગયા. જેનું તેણે તાળું ઉઘાડ્યું અને તે છોકરાના સોબતીને તેણે જતા રહેવાનું કહ્યું, અને મેમણનો છોકરો દરવાજાની અંદર દાખલ થયો અને તેની પછવાડે ઘુસો આવ્યો. ત્યારબાદ તેઓ અંદરના એક ઓરડામાં દાખલ થયા અને ત્યાં પડેલા એક સુતરાઉ કપડાના કટ-થી તે છોકરાને મોઢે ડુચો દીધો અને

ત્યાર પછી તે ઓરડો બંધ કર્યો, બહારના દરવાજાને તાળું દીધું અને તે તથા ઘુસો પાછા બજારમાં ગયા. સુરજ આથમી ગયા ટાણે તેઓ ઘેર ગયા અને ખોજાખાનાની કુંચી ખોજા **કાના લાધાને** સોંપી. તેનું પરિણામ એ થયું કે પછીથી બીજા ખોજાઓ ત્યાં નમાજ પઢવા તથા ગાવા સારૂ ગયા હતા. તેઓ પાછા ગયા બાદ તેણે **કાના** પાસેથી કુંચી મેળવી અને **ઘુસો** તેની સાથે જોડાયા બાદ બંને શખ્સો ખોજાખાનામાં અંદરના ઓરડામાં ગયા અને ત્યાર પછીથી તેમણે એક ૬ તસુ લાંબો પેન્સીલ જેવો જાડો અને થોડી ઘણી અણી વાળો ખીલો તે છોકરાના માથામાં એક પથરા વતી આશરે ૨ તસુ ઉંડો ઠોકીને બેસાડી દીધો. ત્યાર પછી **ઘુસાએ** તે છોકરાને ઉંધે માથે પકડી રાખ્યો કે જેથી

લોહી વહીને હેગમાં પડે. ત્યાર પછીથી તે છોકરાની લાસને એક પછેડીમાં વીંટાળી અને તેને (એટલે, નાનજીને) ઘેર લઈ ગયા. ત્યાં તરતજ બોજો કાનો આવ્યો અને જે કર્યું હતું તેની હકીકત સાંભળીને તેણે નાનજીને ઠપકો આપ્યો અને તેને વગે કરવાની સલાહ આપી. તેટલા ઉપરથી ઢેઢ પુનો, જે બજારમાં એક ગાડાની પછવાડે બેઠો હતો, તે નાનજીને યાદ આવ્યો; તેથી તેણે અને ઘુસાએ પુનાના માથા ઉપર તે ગાંસડી ચઢાવી અને તેને કહ્યું કે તે કોઠે લઇ જજે. તે (ઢેઢ) આગળ ચાલ્યો અને તેઓ કોઠા પાસે તેની બેગા થઇ ગયા. તે ઉપરથી તે ગાંસડીમાં શું છે તેના ખબર પુનાને કહેવામાં આવ્યા. ત્યાંથી ઘુસો તે ગાંસડીને આગળ લઇ ગયો અને પછીથી નાનજી પોતે તેને ફુલવાડીએ લઈ

ગયો. ત્યાં પુનાને બેસાડયો અને તે તથા ઘુસો નદીને ઉભે પટે ચાલીને ગયા એમ તે ગાંસડી છોડી: ઘુસાએ તે લાસને પાણીમાં મુકી ને તેની ઉપર ૨-૩ પથરા મુકયા અને ચલાખાને પાણીમાં નાંખીને નીચોવ્યો અને તેને નાનજીની કાખમાં સંતાડયો. ત્યારપછી તેઓ પુના ઢેઢની સાથે પાછા જોડાઇ ગયા અને છુટા પડીને ઘર ભણી ચાલ્યા અને પુનાને વાડીએ મોકલ્યો. **નાનજી**એ વધારે એમ લખાવ્યું છે કે તે છોકરે એક બંડી, ચોરણી તથા ટોપી પહેર્યાં હતાં તથા ખીલાથી કરવામાં આવેલા ઇજાથી તે છોકરો રાતના ૧૦ બજ્યે મરી ગયો તથા તેની ચોરણી કાઢી લઇને **નાનજી**ની છરી વતી તેની ગુહ્ય ઇંદ્રી કાપી નાંખી હતી અને છોકરાનો ડાબો કાન તેજ માફક કાપી લેવામાં આવ્યો હતો. વળી તે એમ ખુલાસો કરે છે કે તે છોક-

રાના હાથ સીંદરી વતી બાંધ્યા હતા, પણ તેના પગ બાંધ્યા નહોતા; કુચાને ખાનાના ફુળીઆમાં બાળી નાખવામાં આવ્યો હતો; બીજી સવારે ૪ બજયે ઘુસો નાનજીને ઘેર આવ્યો અને ચોખા લઇને તેઓ ખાનામાં ગયા અને ત્યાં દેગમાં ચોખા રાંધ્યા. તે વખતે બીજા કેટલાએક ખોજાઓ, જેઓ ખાનામાં આવ્યા હતા, તેઓએ તે ચોખા ખાધા; વધારે એમ કહેવામાં આવ્યું છે કે છરાને કોઠાની પાસે નદીમાં ફેંકી દેવામાં આવી હતી અને કાપેલા કાનને લાસની સાથે ગાંસડીમાં મુકવામાં આવ્યો હતો; અને (તે કૃત્ય કરવામાં તેનો) હેતુ શું હતો, તે વિશે તેને પુછતાં તહોમતદાર કહે છે કે "જ્યારે નવું ખાનું ખોલવામાં આવે, ત્યારે માણસના લોહીમાં રાંધેલા ચોખા ખાવા એ અમારામાં મોટું ધાર્મિષ્ટપણું ગણાય છે." તે

વધારે એમ જાહેર કરે છે કે અમે શું ખાતા હતા તેની બીજા ઓજાઓને ખબર હતી. ત્યારપછી તારીખ ૬ ઠી ડીસેંબરના રોજ તહોમતદાર **નાનજીએ** બીજી પુરવણી કબુલત કરી: તેને એમ પુછવામાં આવ્યું કે લોહીના ડાઘવાળી છરી અને મુચો જે તેને બતાવવામાં આવે છે તે કોનાં છે, ત્યારે તે એમ કબુલ થયો કે તે છરી તેની છે અને તે છોકરાનો કાન અને ગુહ્ય ઇંદ્રી (તેના વતી) કાપી નાખેલ છે માટે તેના ઉપર લોહીના ડાઘ છે: તેને વધારે એમ પુછવામાં આવ્યું કે જ્યારે છરી હાલમાં તેના ઘરમાંથી હાથ આવી છે, ત્યારે નદીના તળીઆમાં તેને ફેંકી દવામાં આવી હતી એવું તેણે આગળ લખાવ્યું છે તેનો ખુલાસો કરો. તે વખતે **નાનજીએ** એમ જાહેર કર્યું કે તેની આગલી હકીકત ભૂલથી કહેલ હશે, છરી ઘર-

માં મુકી હશે, અને એ ખરી વાત છે કે તેણે આજ છરી વતી તે છોકરાનો કાન તથા ગુહ્ય ઇંદ્રી કાપી નાખેલ છે. **નાનજી**ની કબુલાતનો મજકુર એ મુજબ છે.

સ્પેશીઅલ (ખાસ) માજીસ્ટ્રેટ મી. **છગનલાલ** રૂબરૂ તારીખ ૨૦-૧-૦૮ ના રોજ તહોમતદાર **નાનજી**એ ગુન્હાની પોતાને મુદ્દલ માહેતી નથી એવી ઇનકારીયત કરી. તેણે જાહેર કર્યું કે પુરાવો જુઠો બનાવટી ઉભો કરવામાં આવ્યો છે અને ખાટલાની રીબામણી, જેનું તે બીઆન આપે છે. તે રીબામણી કરીને તથા વીજળીની બેટરી મુકીને સ્નાયુઓનું ઓચીંતુ દબાણ કરીને જુદી જુદી રીતે જે દુઃખ આપવામાં આવેલ તે તેણે કહી જણાવ્યું; વળી તેણે પોતાની કોણીઓ ઉપરની નીશાનીઓ બતાવી અને એમ કહ્યું કે ખાટલાની રીબામણીના

દરમ્યાનમાં પડી જવાથી તે નીશાનીઓ થએલી છે. આ કોર્ટમાં નાનજી આ હકીકતને વળગી રહે છે, કબુલત પાછી ખેંચી લેછે અને પોતાને દુઃખ આપ્યાનું કહે છે.

નાં. ૨ ના તહોમતદાર ઘુસા વિશે બોલતાં નીચેની કોર્ટમાં તેણે પોતાના ગુન્હાનો ઇનકાર કર્યો છે અને પુરાવો બનાવટી છે એમ જાહેર કર્યું છે. તેણે એવી દલીલ કરી છે કે તારીખ ૨૮ મી નવેંબરનો આખો દીવસ અને રાત્રી તે પોતાની વાડીમાં હતો. (તેણે ખુલાસો કરીને જણાવ્યું કે) તે દીવસ તેને ચોખો ચોખો યાદ છે. વળી જૂદે જૂદે પ્રસંગે ખાટલાની રીબામણી અને વિજળીની બેટરી મુકીને સ્નાયુઓનું ઓચીંતુ દબાણ, જે તેને કરવામાં આવેલ, તે વિશે તેણે લંબાણથી હકીકત લખાવી છે અને આ કોર્ટમાં તે તેણે કાયમ રાખી છે.

હવે મેં તમોને ફરીઆદીના પુરાવાનો ઉપલક ખ્યાલ આપ્યો છે ને તેમાં જે શક-વાળી બાબતો છે તે અલગ રાખેલ છે, માટે તેમાં બનેલી મુખ્ય બીનાઓ તમારા સમજવામાં આવશે. મુખ્ય સાક્ષીઓ અ-બ્રાહામ અને પુનો છે, અને જેના ઉપર લોહીના ડાઘ પડયાનું કહેવામાં આવે છે એવી કેટલીક વસ્તુઓ છે; તે ઉપરાંત એક ઘાતકી અને ક્રુર ગુન્હો કર્યાની એક સવિસ્તર કબુલત છે, અને તે ગુન્હો, ખોજાઓમાં ધર્મ સંબંધી માન્યતા તરીકે જે ધિક્કારવા લાયક વહેમનો પ્રચાર છે, તે વહેમને લીધે ઉસ્કેરાઇને કરવામાં આવ્યો હતો એમ કહે-વામાં આવે છે. તેટલા માટે કેસના મુખ્ય દેખાવો ઉપર અને દરેક દેખાવનો જે પુરાવા ઉપર આધાર હોય તે ઉપર વિચાર કરવો એ સુગમતાવાળું થઇ પડશે. ત્રાસદાયક

કરૂણા જન્ય બનાવ, જે તારીખ ૨૮ મી નવેંબરના રોજ રાત્રીના ૧૧॥ બજ્યે અને તે પછીના વખતમાં બન્યાનું કહેવામાં આવે છે, તે ત્રાસદાયક કરૂણાજન્ય બનાવના તે જાણે જૂદા જૂદા દેખાવો હોયની એવા જણાય છે. તે જૂદા જૂદા દેખાવો નીચે મુજબ ગોઠવી શકાયઃ—

(૧) લલચાવીને લઇ જવું તે.

(૨) મોઢે ડુચો દઇને ખુન કરવું તે તથા જ્યારે લાસ શોધી કાઢવામાં આવી; ત્યારે તેની સ્થિતી.

(૩) ખોજાખાનામાંથી **નાનજીને** ઘેર પહેલી વખત (લાસને) લઇ જવામાં આવી તે.

(૪) **નાનજીને** ઘેરથી નદીના તળીઆમાં બીજી વખત (લાસને) લઈ જવામાં આવી તે.

(૫) આગલી અને પછીથી લીધેલી જડતીઓ અને પરિણામ.

આ દરેક બાબત ઉપર જે પુરાવો છે તેનો વિચાર કર્યા પછી, ઠરાવ માટે જે નીચેના સવાલો ઉઠશે તેનો જવાબ આપવાને આપણે શક્તિવાન થઇશું.

(૧) નાં. ૧ ના તહોમતદારે હબીબનું હરણ કર્યું હતું ?

(૨) હબીબનું ખુન કરવામાં આવ્યું હતું ?

(૩) હબીબનું ખુન એક કે બે તહોમતદારે કર્યું હતું ?

(૪) લાસને ખસેડીને બેમાંથી એકે તહોમતદારે હિંદુસ્તાનના ફોજદારી શિક્ષાના કાયદાની કલમ ૨૦૧ મુજબ ગુન્હો કર્યો હતો ?

મારો અભિપ્રાય એમ પડે છે કે આ સવાલોના જવાબો નીચે મુજબ આપવા જોઇએ:—

(૧) ના. (૨) હા. (૩) ના. (૪) ના. બીજા શબ્દોમાં બોલતાં હું એમ ઠરાવું છું કે **હબીબનું** ખુન કરવામાં આવ્યું હતું, પરંતુ **હબીબનું** હરણ કરવામાં, **હબીબ**નું ખુન કરવામાં અથવા તેની લાસને ખસેડવામાં તહોમનદારોએ કાંઇ પણ ભાગ લીધાનું સાબેત થતું નથી.

આપણી પાસે બહુ શ્રમસિદ્ધ દલીલો મુકવામાં આવી છે અને હું માત્ર મુખ્ય બાબતો વિશે વિવેચન કરવાને શક્તિવાન થઇશ. પરંતુ ફરીયાદી તરફની વાતના પહેલા સ્થળનું હું વિવેચન કરૂં, તે પહેલાં તહોમતદારોને ઇનસાફ આપવાની ખાતર બે પ્રાથમીક બાબતોમાં બચાવ તરફના વિદ્વાન

બારીસ્ટરોનું મારે અનુગમન કરવું જોઇએ, એટલે કે, ગુન્હા માટે જે હેતુ કહેવામાં આવે છે તે તથા નાં. ૧ ના તહોમતદારની કબુલતની ગ્રાહ્યતા.

વિદ્વાન પબ્લીક પ્રોસીક્યુટરે નમ્રતા પૂર્વક એમ જણાવ્યું કે હેતુ પુરવાર કરવામાં આવ્યો છે, અને કદાચ તે પુરવાર કરવામાં ન આવ્યો હોય, તોપણ તે પૂરવાર કરવાની ફરીઆદી ઉપર આવશ્યક ફરજ રહેલીજ નથી. પરંતુ "હેતુ વગરના કાર્યનો અર્થ તો કારણ વગર કાર્યના જેવો થાય છે, માટે ઉશ્કેરણી આપનાર કારણના કાંઇ પણ પુરાવાની ગેરહાજરીથી ઘણીક બાબતોમાં નિરઅપરાધી પણાનું મજબુત અનુમાન થાય છે." ચાલતા કેસમાં આ વિચાર બહુ પ્રાબલ્ય ધરાવે છે. આ કેસનો આખો આધાર એ વાત ઉપર રહેલ છે કે ખોજાઓમાં મનુષ્ય બળીદાનના

લોહીમાં રાંધેલા ચોખા ખાવાથી ધાર્મીક લાયકી અથવા પુણ્ય પ્રાપ્ત થાય છે. એક ખબરદાર અને સુધરેલી કોમના અંગભુતો (એટલે, મેમ્બરો) ઉપર આવો દોષારોપ મુકવો એ ખરેખર મહા મોટો વહેમ છે અને હું ધારૂં છું કે જે કોઇ શખ્સ આવી કાંઇ ક્રુર માન્યતા અગર વહેમ હોવાનું કહેતો હોય તેને ન્યાયની કોર્ટ માન્ય રાખે તેવા બારીક પુરાવાની કસોટી ઉપર મુકવો જોઇએ એ દેખીતું છે. પક્ષકારોના હેતુ ફક્ત પુરવાર થએલી હકીકત ઉપરથી ખેંચેલાં અનુમાનો ઉપરથીજ નકી થઇ શકે છે અને "હેતુ વિશેનો પુરાવો... એ બારીકમાં બારીક જાતનો સિદ્ધો પુરાવો હોવો જોઇએ." હવે તે બાબતમાં આ ઠેકાણે શું પુરાવો છે? કબુલત, જેનું હું હાલ તુર્તમાં વિવેચન કરીશ, તેમાં થોડે ભાગે

કરેલા અંગીકારને ક્ષણભર બાતલ રાખીએ, તો (આમાં) મુદ્દલે પુરાવો નથી. એ પુરેપુરી સ્પષ્ટ વાત છે કે જ્યારે અ એમ ધારતો હોય કે બ અમુક વાતને માને છે, તો બ તે માને છે એવો ન્યાયની કોર્ટ માન્ય રાખે તેવો કાંઇ પણ પુરાવો છેજ નહીં બીજા લોકો એમ માનતા હોય કે બ કોઇપણ માન્યતા અગર વહેમ ધરાવે છે, તેટલાજ ઉપરથી બ તેવી માન્યતા અગર વહેમ ધરાવે છે, એવો બના ઉપર દોષારોપ મુકવો એ અતિશય ગેરવ્યાજબી ગણાય. તેવી બાબતમાં તે વહેમ બ મુદ્દલે ધરાવતો નથી, પરંતુ તે તમામ વહેમ અ અથવા જન સમુહ ધરાવે છે. તેજ માફક હાલના કેસમાં આવી કાંઇ પણ માન્યતા અગર વહેમ પુરવાર કરી આપે એવી વાત કે પ્રબંધ બહાર આવતો નથી; કોઇપણ ધર્મ ગ્રંથનો એવો ઉતારો

કરી બતાવવામાં નથી આવતો કે જેના ઉ-
પરથી ભૂલ ભરેલો અર્થ નિકળી શકે; આવી
ધર્મ ક્રિયા કરતાં ખોજાઓ કદીપણ પકડાઇ
ગયા હોય એવો એકે દાખલો આપેલો નથી;
ખોજાઓના હાથથી અસાધારણ અંગછેદન
કર્યાનો કોઇપણ કેસ આપણા લક્ષ ઉપર
મુકવામાં આવ્યો નથી; આવા ધિક્કારવા
લાયક વહેમને જેથી કોઇપણ રીતે ખાસ
ખુંટી મળે એવી કાંઇપણ બહારની હકીકત
પકડાઇ આવી નથી. ત્યાર બાદ સાક્ષીઓએ
આપેલી જુબાનીપર આવતાં માત્ર ફરીઆદીજ
એવું કહેવાની હીમત ધરે છે કે—લોક વાયકા
છે અને એવો વસાવડમાં બનેલ એક બ-
નાવ બીજાઓની માન્યતા વિશે તેના પોતાના
અભીપ્રાયનો આધાર રૂપ છે. વસાવડમાં
બનેલો બનાવ સાબેત કરવામાં આવેલ નથી
અને તે સહજ રીતે એક માત્ર કરણોપ-

કરણી બાબત છે. ત્યારે આપણી પાસે માત્ર લોકવાયકાની વાતજ રહે છે. બીજા શાક્ષીઓ તે લોકવાયકાને પુષ્ટી પણ નથી આપતા; કારણ કે (આંક ૮ વાળા) પંચના મેમ્બર **નરસીને** જ્યારે એમ પુછવામાં આવ્યું કે ખોજાઓમાં કાંઇ કારણ અમુક માન્યતા હોવાનું તમે સાંભળ્યું છે કે કેમ? ત્યારે તે લખાવે છે કે "તેઓ તેમના પીરને માને છે. તેમની ધર્મ સંબંધી માન્યતા કેવી છે. તે હું કહી શકતો નથી." તેમજ (આંક ૧૧ વાળો) મેમણ પંચ **ઓસમાન,** જેનું વલણ ફરીઆદીની મનકલ્પનાની તરફેનમાં હોય એમ જણાય છે, તે આવી માન્યતા છે એટલે સુધી પણ કહી શકતો નથી; જ્યારે તેને એમ પુછવામાં આવ્યું કે **હબીબને** મારી નાખવાનો શક કોના ઉપર છે, ત્યારે તે લખાવે છે કે "હું જાણતો

નથી;” અને જ્યારે તેને એમ પુછવામાં આવ્યું કે આ કેસના સંબંધમાં બોરા-ઓના ધર્મ વિશે તમે કાંઇ પણ વાત સાંભળી છે કે નહીં, ત્યારે તે લખાવે છે કે “ના!” તેટલા માટે મારા મનને તો એમ પુરેપુરૂં સ્પષ્ટ લાગે છે કે ધાર્મિક લાયકી અથવા પુણ્ય મેળવવાને માટે બોરાઓ માણસના લોહીમાં ચોખા રાંધે છે, તે વિશેનુ આ બોલવું તદન બીન લગતું છે એમ આ કેસના કારણ માટે ગણવું જોઇએ. વિદ્વાન પબ્લીક પ્રોસીકયુટરે એમ સુચવ્યું કે હુબીબે કાંઇપણ ઘરેણાં પહેર્યાં નહોતાં અને કાંઇપણ દુશ્મનાવટ કે ખરાબ લાગણી હોવાનો સં-ભવ પુરવાર કરવામાં આવેલ નથી, માટે સંસારીક હેતુ અદ્રશ્ય થાય છે અને તેની અવે-જીમાં ધાર્મીક હેતુ મુકવો જોઇએ. પરંતુ તે દલીલ કાંઇ પણ કીમત વગરની છેઃ કારણ

કે મનુષ્ય જીંદગી અને વર્તણુંક કેવી ગુંચ-
વણવાળી છે અને હજારો હકીકત જે વિશે
આપણે મુદ્દલે જાણતા નહીં હોઇએ તે વાત
તે દલીલમાં ધ્યાનપર લેવામાં આવી નથી.
વળી, જે પ્રમાણે **સર ફીરોઝશાહ મહેતા**-
એ બતાવેલ છે તે પ્રમાણે, તે દલીલ **ડાકણે**
**કરેલ ચેટક**ને માટે તેને બાળી દેવાના મતને
કાંઇક મળતી છે. તેવે વખતે કાંઇ નહીં
જણાએલા કારણને લીધે છોકરૂં માંદુ પડતું,
તો તે ડાકણને અવશ્ય જવાબદાર ગણવામાં
આવતી હતી અને તેની તે પ્રમાણે વલે
કરવામાં આવતી હતી, (અર્થાત બાળી નાખ-
વામાં આવતી હતી)! પાછળ પડી રહેલી
કોમોમાં જે પ્રસંગોપાત વિચીત્ર કેસો બને
છે, તેમાં ધર્મ સંબંધી જંગલીપણાનો હજી
સુધી પણ શેશભાગ માલુમ પડે છે તે
નિઃસંશય વાત છે; પરંતુ અમુક પંથની ધર્મ

સંબંધી માન્યતા વિશે અથવા વિશ્વાસ વિશે કાંઈપણ લોકવાયકા અગર માત્ર બોલવું હોય તે કોઈપણ ઇનસાફની કોર્ટમાં હેતુ પુરવાર કરી આપવાને માટે કદી પણ ઉપયોગી થઈ પડે નહીં: અને હાલના કેસમાં તો પંચના મેમ્બરો આવી કોઇ પણ લોકવાયકા હોવાની પોતાને વાકેફગારી હોવાનો ડોળ પણ કરતા નથી, પરિણામ એ થયું છે કે મારા અભિપ્રાય મુજબ (આ કેસમાં) તહોમતદાર તરીકે ખોજા નહીં. પરંતુ બીજી કોઇ જ્ઞાતીના શખ્સો સામેલ છે તેવી રીતે ખુનના હાલના તહોમતને આપણે લેખીએ:— એટલે કે, તેઓ મુદલે ખોજાઓ છે તે વાતથી જેટલે દરજ્જે આપણા મન ઉપર અસર થવાનો સંભવ હોય તેટલે દરજ્જે તે વાત આપણે વિસારી મુકીએ, તોજ માત્ર તહોમતદાર તરફ આપણે અદલ ઇનસાફથી વરતી શકશું. અ

બાબતમાં લોકવાયકા એ ગહન બળ છે અને જ્યુડીશીઅલ પુરાવાનાં સારી રીતે સ્થાપીત થયેલાં ધોરણો, જે એકલાં ઉપર સુરત રાખી- નેજ આ કેસનો વીચાર કરવો જોઇએ અને તેનો ઠરાવ કરવો જોઇએ, તે ધોરણોથી આ બળ કરતાં બીજું એકે બળ વધારે વિ- રૂદ્ધ નથી.

આ હકીકત ધ્યાનમાં રાખીને પછીથી આપણે કબુલત વિશે વિચાર કરીયે, તો આપણા મનમાં એવી વાત એકદમ ઉતરી જશે કે જે લોકવાયકાને રદ ગણીને કાઢી નાખવાની આપણને ફરજ પડી છે તેજ લોકવાયકા ખુલી રીતે જસદણનાં માણસોનાં મન ઉપર પ્રાબલ્યવાન થઈ પડી હતી. આ ગેરવાજબી ધારણા ઉપર આખા કેસની તપાસ ચલાવી તથા તેનું બંધારણ બાંધ્યું.

પોલીસે દરેક બાબત પક્ષપાતી સ્થાનેથી જો-
એલી છે; ફરીઆદીએ તથા પંચોએ દરેક
બીના વહેમી ચશ્મા પહેરીને જોએલી છે,
તે એટલા સારૂ કે જે તેઓ તહોમતદારોનો
વહેમ માનતા હતા, પરંતુ વાસ્તીક રીતે
તેમનો પોતાનોજ વહેમ હતો, તેની સાથે
પુરાવો મળતો આવે. બહારની હકીકત, જે
ફરીઆદી તરફથી કહેવામાં આવી છે, પરંતુ
જે તેઓ સાબેત કરી આપવામાં નિષ્ફળ
ગયા છે તેમજ અત્યારે પણ સાબેત કરવાની
કોશીશ કરી નથી, તે બહારની હકીકતનો
ઠંડા મનથી વિચાર કરીએ, તો હું ધારૂં છું
કે કેસનો આ વિચાર ચોખે ચોખી રીતે
સાબેત થાય છે.

કબુલત તરફ વળતાં, એ વાત તમારા
જાણવામાં છે કે જ્યાંસુધી યોગ્ય શંકા વગર

આપણી એવી ખાત્રી ન થાય કે તે કબુલત આપ ખુશીથી કરેલી છે તથા ખરી છે. ત્યાં સુધી તેને ફરીઆદીની મિલ્કત ગણી શકાય નહીં. તેની સત્યતા વિશે બોલતાં, દરેક જૂદી જૂદી સ્થિતિની બાબતમાં પુરાવાને કબુલત સાથે સરખાવવાથી તે વાત સહુથી સારી રીતે નક્કી કરી શકાશે; તે ઉપરથી કબુલતની અંદરની કેટલીક હકીકતો માન્ય કરવા એ મુશ્કેલ લાગશે એમ હું ધારૂં છું અને ઓછામાં ઓછી એક તો દેખીતી રીતે ખોટી છે. તે આપ ખુશીથી કરવામાં આવી હતી કે નહીં તે વિશે બોલતાં આપણને કેટલાક મુખ્ય કેસો ટાંકી બતાવવામાં આવ્યા છે અને આવી કોઇ પણ કબુલત સાવચેતીથી ગ્રહણ કરવી જોઇએ, એ વાતની જરૂરીઆત વિશે મારે તમોને ફરીથી યાદ આપવું એ હું અગત્યનું ધારતો નથી તેમજ તેમ

કરવાની મારી પાસે જગ્યા નથી. તે પાછી ખેંચી લીધેલી કબુલત છે, અને જે આસ-પાસની હકીકતને લઇને તે કરવામાં આવી હતી તે એવી તો આશ્ચર્યભૂત છે કે તેની બારીકમાં બારીક ચોકસી કરવાની જરૂર છે. આ હકીકતનો સારાંશ હું તમોને બહુ ટુંકામાં સંભળાવીશ. લાસ હાથ લાગી તે પહેલાં નાં. ૧ ના તહોમતદારને શનીવાર તારીખ ૩૦ મી નવેંબરના રોજ પકડવામાં આવ્યો હતો, અને ફોજદારી કામ ચલા-વવાની રીતના કાયદાની કલમ ૧૬૪ મુજબ જ્યાં સુધી તેની કબુલત જસદણ ન્યાયા-ધિશ મા. કુસળચંદ, જે જેલ સુપ્રીન્ટેન્ડેન્ટ પણ છે તેની પાસે નોંધી લેવામાં આવી, ત્યાંસુધી તે (આંક ૧૨ વાળા) ફોજદાર કેરશાનચંદના હવાલામાં રહેલો હતો એમ જણાય છે. ફોજદારને એમ કબુલ કરવું પ-

કહ્યું છે કે મારી મરજી હોય, ત્યારે હું તહોમતદારને જેલમાં મળી શકતો હતો અને આ મુદત દરમ્યાન હું તહોમતદારને બે ત્રણ વખત મળ્યો છઉં, એમ પણ તેણે કબુલ કરેલ છે. અને તે ઉપરાંત તેણે એમ કબુલ કરેલું છે કે મને મળવા સારૂ તહોમતદારને મેં બે વખત બોલાવ્યો હતો. વળી ફોજદાર એમ લખાવે છે કે આ તહોમતદારને કોઇ પણ બહારથી આવેલા માણસને મળવાની અથવા તેની મુલાકાત લેવાની છુટ આપવામાં આવી નહોતી અને કબુલત લીધા પછીના વખતની બાબતમાં, એટલે કે, તારીખ ૪ થી ડીસેંબરથી તે સ્પેશીઅલ માજીસ્ટ્રેટ મી. છગનલાલ પાસે તારીખ ૧૭ જાન્યુઆરીના રોજ આવ્યો, તે વખતની બાબતમાં ફોજદારને એમ કહેવાને જરૂર પડી છે કે તેવીજ રીતની સખ્ત સ્થિતી

ચાલુ રાખવામાં આવી હતી એમ મેં સાં-
ભળ્યું હતું; પરંતુ તારીખ ૬ઠોના રોજ જે
પુરવણી કબુલત લેવામાં આવી હતી તેમાં
છરી અને સુયા વિશેના શબ્દો લક્ષ આપવા
લાયક છે, અને જ્યારે હું કબુલતના ગુણ
દોશ ઉપર વિચાર કરીશ, ત્યારે મારે તે ઉપર
ખાસ ધ્યાન ખેંચવું પડશે ત્યારે આપણે
એમ જોઇએ છીએ કે સમજાવવા માટે તથા
દબામણી દેવા માટે પુષ્કળ તકો હતી, જેના
વિશે ફોજદાર અલબત તદન ઇનકાર કરે છે.
આ પ્રમાણે નાં. ૧ના તહોમતદારે કેમ કબુલ
કર્યું, તે વિશે પુછપરછ કરવા તરફ આપણે
દોરાઇએ છીએ, તો ફોજદાર એમ ખુલાસો
કરે છે કે મેં તેને ફક્ત એમજ કહ્યું હતું
કે **અભરામે** અને **પુનાએ** હકીકત લખાવી
છે, તે હકીકતની મતલબ મેં તેને કહી
જણાવી નહોતી, તે ઉપરથી નાં. ૧નો તહો-

મતદાર, જેણે અત્યાર સુધી પોતાને કાંઇ પણ ખબર હોવાની બાબતમાં ઇનકાર કર્યો હતો, તેણે તે કરૂણાજન્ય બનાવની તમામ ત્રાસદાયક તપસીલવાળી આ પુરેપુરી કબુલત લખાવી, ફોજદારે આપેલ હેવાલ ઉપરથી જે રીતે ગૃહણ કરવામાં આવી હતી તે વિશે મને કાંઇક શંકા ઉત્પન્ન થાય છે; પરંતુ તે વાત આટલેથીજ અટકતી નથી. આપણને એમ માલુમ પડે છે કે નાં. ૧નો તહોમતદાર સ્પેશીઅલ માજીસ્ટ્રેટ પાસે આવ્યો કે તરતજ તેણે પોતાની કબુલત તમામ પાછી ખેંચી લીધી અને તેને દુઃખ દીધું છે એમ તેણે કહ્યું. દુઃખનું જે વર્ણન તેણે આપેલ છે, તે કેટલેક દરજ્જે સવિસ્તર અને આપણી ખાતરી થઇ જાય તેવું છે તથા તેની શિખવણી કરવા માટે જો કાંઇ પણ તક હોય (અને હું જાણું છું કે તેવી શિખવણી

કરવામાં આવી નહોતી ) તો પણ તે (કબુલત પાછી ખેંચી લાધી તે) માત્ર શિખવણીને લીધે પાછી ખેંચી લીધી હતી, એમ ગુર્તાગુર્ત માનવાને હું તૈયાર નથી. એમ કહેવામાં આવ્યું છે કે નાં. ૧નો તહોમતદાર દુઃખ આપ્યાની કાંઇ પણ નીશાની બતાવી શકયો નથી, પરંતુ એ સ્પષ્ટ છે કે દુઃખ આપવાની વાત એવી મજબુતીથી કહેવામાં આવી હતી કે ડાકતર પાસે તેની તપાસ કરાવવાની જરૂરીઆત જણાઇ હતી. માટે આપણા જાણવામાં એમ આવ્યું કે કબુલત પાછી ખેંચી લીધા પહેલાં દુઃખ દીધાની વાત કહેવામાં આવી હતી અને તે દુઃખનુ વર્ણન આપવામાં આવ્યુ હતું. વળી, ડાકતરને નાં. ૧ ના તહોમતદારના શરીર ઉપર કાંઇ પણ નીશાની માલુમ પડી નહોતી, તો પણ તેણે તેને ડીસેંબરની તારીખ ૧૭ મી સુધી

તપાસ્યો નહોતો. વળી, ડાકતર નીચેની કોર્ટ-
માં ઉલટ તપાસમાં એમ લખાવે છે કે
કોઇ તહોમતદારે—કયા તહોમતદારે તે મને
યાદ નથી—ખાટલાની રીબામણીની અને
વિજળીની બેટરીનો ઉપયોગ કર્યાની ફરી-
આદ કરી હતી; અને એટલુંજ નહીં,
પરંતુ ત્રણ તહોમતદારનાં શરીર ઉપર
પગના નળા ઉપર તેવીજ જગ્યાએ લગભગ
તેવીજ જાતની ઇજા કરેલી તે ડાકતરને
માલુમ પડી અને તે ઇજા એવા પ્રકારની
હતી કે—જે ખાટલાની રીબામણી વિશે
વર્ણન આપેલ છે, અને જે વિશે તે વખતે
ખુલી રીતે કહેવામાં આવ્યું હતું, તે ખાટલાની
રીબામણીથી તે કર્યાનો સંભવ છે એમ
દેખાય છે. હવે તહોમતદારોને કદી પણ
પોતાના શરીર ઉપર પોતાને હાથે ઇજા કરવા
દેવામાં આવી હશે એમ માનવું એ અતી-

શય અસંભવીત દેખાય છે અને મારે એમ કબુલ કરવું જોઇએ કે તહોમતદાર બાજાઓ ને અતિશય દુઃખ આપવામાં આવ્યું હતું એવું માનવા તરફ મારૂં વલણ થએલું છે. સઘળી આસપાસની હકીકતનો બીજો કાંઇ પણ સંતોષકારક ખુલાસો મને માલુમ પડતો નથી અને એવું માનવા તરફ મારૂં વલણ થએલું છે કે ના. ૧ના તહોમતદારનાં ચાઠાં જેલમાં તેને દુઃખ આપવાથી પડયાં હતાં કે નહીં તો પણ તે તો એમ કબુલજ થયો છે કે તે આપેલા દુઃખને લીધે થએલું છે. એ કદાચ સાચી વાત હશે કે તે બીજા કરતાં વધારે પોચો હતો અને તેટલા માટે તેની બાબતમાં ઓછું દુઃખ આપવાની જરૂર હતી; પરંતુ મારે એકદમ કહેવું જોઇએ કે સ્થાપીત થએલી હકીકત જોતાં કદાચ એમ ધારીએ કે આપખુશીપણાનો

તેનો પોતાનો જે આગલો અંગીકાર હતો, તેનું ખંડન કરવાનું કામ તહોમતદારનું છે તો પણ તેની કબુલત આપખુશીથી કરેલી હતી એમ હું લેખતો નથી. ખરેખર આ પ્રમાણે હકીકત હોવાથી-કબુલત ખુદના કરતાં અંગીકાર કાંઇ વધારે કીમતનો છે એમ હું ધારતો નથી અને મારા વિચાર પ્રમાણે જેટલે સુધી તેમાં ફરીઆદી તરફનો પુરાવો આવે છે તેટલે સુધી તેને દફતરમાંથી કાઢી નાખવો જોઇએ. તો પણ મારા મનને તે પોતાથીજ નીપજેલી એક બીના છે, જે ઉપરથી એમ સુચના મળે છે કે પોલીસ આ લોકવાયકાથી ઉશ્કેરાયા હતા અને તેઓએ આ બીજાઓ પાસેથી તેઓ જાતે અપરાધિ ઠરે એવો તે વીચેનો પુરાવો જોરજુલમથી કઢાવવાનો નિશ્ચય કર્યો હતો અને હું ધારૂં છું કે જ્યારે આ કબુલાતની સત્યતા

વિશે ગુણ દોષ ઉપર જ્યારે આપણે વિચાર કરશું ? ત્યારે આપણને બીજા પુરાવો માલુમ પડશે એમ હું ધારૂં છું.

હવે આપણે કેસના ગુણ દોષના પ્રથમારંભ, એટલે કે, લલચાવીને લઇ જવાની યુકતી ઉપર આવી પહોંચ્યા છેએ. અને આ વિશે આપણી પાસે છોકરાંઓ અભરામ તથા અબદુલની અને ગીગા-ની જુબાનીઓ તથા તેની સાથે કબુલત એ છે, આ બે સાક્ષીઓ, જેઓ માત્ર છોકરાઓ છે, અને બીજાઓ, જેઓ ખરાબ રીતે કેળવાએલા છે, તે વિશે બોલતાં હું એમ કબુલ કરૂં છું કે ચતુરાઇ ભરેલી, બારીક અને લંબાણવાળી ઉલટ તપાસમાં બચાવ તરફનો બારીસ્ટર જે સવાલો પુછે તે સઘળાઓનો જવાબ આપવાને તેઓ પુરેપુર તૈયાર થએલા ન હોય; હું ધારૂં છું

કે (તેઓની) બુદ્ધિના મંદપણા માટે ગ્રહણ કરવાની શક્તિની ગેરહાજરી માટે, આશ્ચર્ય માટે, બીકણપણા માટે, જે પોતાની જાત માહેતી હોય તે માહેતીની સાથે કુર્ણોપકરણી અને પાછળથી મેળવેલી માહેતીના ગુંચવાડા માટે, આશરે ૪॥ માસ અગાઉ બનેલી બીનાઓ જે સંભાળપૂર્વક લક્ષમાં રાખી નહોતી તે બીનાઓ વિશે કલ્પનાની શુદ્ધ ભાવથી અને કદાચ અણસમજે થએલી અસર માટે આપણે દરેક દરગુજર કરવી જોઇએ. તેની સાથે ઇનસાફના હિતની ખાતર એ જરૂરનું છે કે તે પરિક્ષા સખ્ત થવી જોઇએ અને તે કસોટી પુરેપુરી થવી જોઇએ. હું ધારૂં છું કે સાક્ષીઓની સાથે ઇનસાફથી વર્તવામાં આવ્યું હતું અને મારી ખાત્રી થઇ ગઇ છે કે દરેક વસ્તુ ઇનસાફના હિતની ખાતર કરવામાં આવી

હતી; અને અભરામ, અબદુલ, અને પુનાના જેવા સાક્ષીઓએ કહેલી હકીકતમાં જો સત્યતાનું જરાકે અંતર—પડ રેહેલું હોય, છતાં પણ મારો તો છેવટનો નિર્ણય એવો છે કે તેઓ મુદલે સાચી વાત બોલ તા નથી. આપણે યાદ રાખવાનું છે કે એક ટુંકી બીના વિશેની સાક્ષી આપવાને માટે છોકરાઓને ખડા કરી દેવા અને (પછી) એવો દાવો કરવો કે વિરૂદ્ધ હકીકત અને અસંભવીત વાતો તેઓના બીન અનુભવ અને બીકણપણાને લીધે થએલ છે—એ સહેલું છે. કોઇ પણ એવો મુર્ખ ન હોય કે પુખ્ત વયના શખ્સને શિખવણી કર્યાને બદલે એક છોકરાને શિખવણી કરે-- એમ બોલવું એ ઘણુંજ સહેલું છે; પરંતુ તેનો એવો જવાબ આપવો કે જે ઠેકાણે ખંડન કરેલા શખ્સના બોલવા ઉપર ઇતબાર ન

રહે, તેવે ઠેકાણુ ખંડન કરેલાં છોકરાના બોલવા ઉપર ઈતબાર મેળવવો એ પણ સહેલું છે. દરેક સાક્ષીની જૂબાનીની સત્યતા (કે અસત્યતા) વિશે તમારે પોતાને તમારો અભીપ્રાય બાંધવાનો છે અને મારા પોતાના વિચારને એક સર્વોપરી બોમાબ્આ તરીકે તમારે ગણવો એવી મારી ઈચ્છા નથી; પરંતુ મારે એમ કબુલ કરવું જોઇએ કે મારે માટે પુછતા હો તો હબીબને લલચાવીને લઇ જવા સંબંધી **અભરામે, અબ-દુલ ગફુરે** તથા**ગીગા**એ જે વાત કહી છે તેમાં મને મુદલે આકીન નથી.

જે હકીકત કહેવામાં આવી છે, તે ઉપર આવતાં કબુલત ઉપરથી એમ જણાય છે કે એક યુકતી ઘડી કાઢવામાં આવી હતી અને ખરેખાત કોઇ દીવસ નહીં શોધી કાઢવામાં આવી હોય એવી તે ગાફલ યુકતી

હતી. પબ્લીક પ્રોસીકયુટરે આગ્રહપૂર્વક એમ જણાવ્યું હતું કે તેમાં ધ્યાન ખેંચવામાં આવે એવું બળ વાપરવામાં આવ્યું નહોતું. તેમ છતાં પણ ૨ છોકરાઓને એક જાહેર જગ્યામાંથી ફોસલાવીને જાહેર મહોલા સોંસરા થઇને ઘરો અને મકાનો, જ્યાં ઘણાંક નજરે જોનારાં અને આવતાં જતાં માણસો હોવાં જોઇએ, ત્યાંથી પોતાની સાથે લઇ જવા એ તાજુબી પમાડે એવી જોખમ ભરેલી ગોઠવણ હતી. તમે જુઓ છો કે કબુલતની વચમાં જરૂરની “ ના ” સંભાળ-પૂર્વક દાખલ કરી દીધેલી છે અને તેમાં સંભાળપુર્વક એમ કહેવામાં આવેલ છે કે તે વખતે મહોલામાં થઇને કોઇ પણ માણસ જતું નહોતું અને જે વખત આપેલ છે તે બપોર પછીના ૩ બજ્યાનો વખત છે. અબરામની હકીકત તે વખતને ૧૨ ઉપર

૩૫ મીનીટનો બનાવી દે છે, જે ઉપરથી હબીબને મોઢે કુચો દીધા બાદ નાં. ૧ ના તહોમતદારને બપોરે વાડીની બહુ ઉતાવળથી મુલાકાત લેવાનું અને ઢેઢ પુનાને પોતાને ઘેર વાળુ કરવા આવવાના ખબર આપવાનું બને છે. તો પણ હું એમ ધારૂં છું કે આ ખુન કરવાની યુકતીનો અમલ હાસ્ય ઉપજે એવા અવિચારી પણાથી કરવામાં આવ્યો હતો, તે વાત આવી લોકપસિદ્ધ હતી તે જોતાં પુરાવો આવો જુજ છે એ આશ્ચર્યકારક છે. છોકરા અભરામે પોતાના સોગન વિશે, વખત વિશે, દીવસ વિશે કેટલાક જવાબ આપ્યા, જે એમ બતાવી આપે છે કે તેને પઢાવીને તૈયાર કર્યો હતો અને તેની મૂળ હકીકતમાં સુધારો કરવામાં આવ્યો હતો. તમે એમ પણ જોયું હશે કે કોર્ટના મકાનનો પાછલો ભાગ, જ્યાં તેનો બાપ હતો,

ત્યાંથી સુચના મેળવવાને તે ખાએશામંદ હતો, અને જ્યારે આ વાતની ખબર પડી ગઇ, ત્યારે તેનો બાપ તરતજ ઝડપથી બહાર નીકળી ગયો. વળી આ જો કે નાની બાબતો છે તો પણ હબીબ ગુમ થયાની બાબતનું અને એક પહોળા મોઢાની બરણીમાં ઓશારીમાં વાસણો જોયા બાબતનું અબરામ વર્ણન આપે છે. જે ઉપરથી ઓજાખાનાની જમીનની સ્થિતીની તેની પુરેપુરી અજ્ઞાનતા જણાઇ આવે છે. અબરામ જે વિશે વર્ણન આપે છે તે તેણે જોએલ નહીં હોય કારણ કે તે જોઇ શકે એ દખીતી રીતે અશક્ત્ત હતું એમ કબુલ કરવામાં આવેલ છે. તે મકાનનું નરસી નામના પંચે જે વર્ણન આપેલ છે તે ઉપરથી તે સ્પષ્ટ માલુમ પડે છે. તે છોકરો પોતાની કલ્પના દોડાવતો હતો અને એક

સાધારણ મકાન જેવું હોય તેનું તેણે વર્ણન આપ્યું, પરંતુ જે દરેક વાસણ તેણે જોયું હતું તેના ખરા પ્રકારનું વર્ણન આપવામાં તે નિષ્ફળ થયો, કારણ કે તે ઠેકાણે તેની કલ્પના શક્તી ખુટી ગઇઃ અને ખરૂં બોલતાં બોજાખાનાનું મકાન એવી રીતનું છે કે તેની પછીત મહોલા ઉપર પડે છે એમ આપણને માલુમ પડે છે અને તેથી તે છોકરો પોતે જે કદી પણ જોએલું ન હોય તેનું વર્ણન આપે છે એમ આપણને માલુમ પડી આવે છે. અને વળી તે તે શું કામ જુએ ! તહોમતદાર બોજાની જરૂરીઆત એક છોકરાનું ખુન કરવાની હતી; પરંતુ અનુમાન એવું થાય છે કે બીજા (છોકરા) ને સાક્ષી તરીકે રાખવાની તેમને જરૂર નહોતી ! તો પણ એમ જણાશે કે પ્રાણઘાતક બોજા ખાનામાં હબીબ ગુમ થઇ ગયો

એ હકીકત **અબ્રામને** જોવા દઇને આ ખોજાઓ પોતાની વિરૂદ્ધમાં પુરાવો એકઠો થવા દેવાને ખુશી હતા. તે એવી હકીકત છે કે જે હું માની શકતો નથી અને તેને અસત્ય તરીકે ગણીને રદ કરવાની મને ફરજ પડે છે. તે દીવસે બજારમાં **અબ્રામે** ગુજરનાર **હબીબને** જોયો હતો એ શક્ય વાત છે; પરંતુ હું એમ ધારૂં છું કે તે ઉપરાંત આપણે સહીસલામતીથી તેના બોલવા ઉપર ઇતબાર રાખી શકીએ નહીં. વળી તે ઉપરાંતની બાબત એ **અબ્રામ**-ની પછીની વર્તણુક છે. તેને પહેલાં કોઇ પણ બાબતનો શક નહીં હોય અને સંભવ એવો છે કે ગુરૂવારની રાત્રીએ આવું કાળું કર્મ થશે એવો કોઇને પણ શક નહોતો: પરંતુ જ્યારે ખોજાઓની સામે લોકવાયકા ચાલી અને શુક્રવારની રાત્રીએ તેમનાં ઘરો

ઉપર સીલ મારવામાં આવ્યાં, ત્યારે અભ-
રામ• જે જાણતો હતો તે તેણે બહાર
કેમ ન આણ્યું? તે એમ કબુલ કરે છે કે
પોતાની ચુપકી માટે તેને પોતાને હવે
આશ્ચર્ય લાગે છે અને હું એમ ધારૂં છું કે
તેના આશ્ચર્યમાં આપણે પુરે પુરો ભાગ લેવો
જોઇએ. વધારે એમ જણાય છે કે ઇનામ
સાથે જોડેલું રાખીને એક જાહેરનામું કાઢ-
વામાં આવ્યું હતું અને અભરામ જે
જાણતો હતો તેની વાત તેણે તે વખતે પણ
પોતાના બાપને કહી નહીં, પોતે જે જાણતો
હતો તે તેણે પોતાના બાપને ક્યારે કહ્યું, તે
પણ તે આપણને કહી શકતો નથી અને
તે લગલગ એમ કબુલ થવા ઉપર આવી
ગયો છે કે મેં મારા બાપને ન કહ્યું તેનું
કારણ એ હતું કે તેને (તે વાતની) મુદલે
ખબર નહોતી! તે નુકશાન કારક કબુલત

અરધી પરધી કર્યાં પછી તેણે પોતાની ચુપકી, વિસ્મૃતિ તથા પરિણામની ધાસ્તીને લીધે રાખ્યાનું જણાવેલ છે. આ સઘળી હકીકત પુરેપુરી વિચારમાં લેતાં—**અભરામને** થોડી ઘણી ખબર છે—એવી **અભરામના** બાપે લખાવેલી હકીકત રૂા. ૨૦૦ ના ઇનામને લીધે લખાવી હતી એવો સંભવ છે એમ શંકા લેવા માટે શું કારણ નથી ?

ત્યાર બાદ **અબદુલ** સાથે થએલી વાતની બાબતમાં હું કબુલ કરૂં છું કે **અબદુલની** જુબાનીથી પણ મારા મન ઉપર મુદલે લાભકારક અસર થઇ નથી. **અભરામની** જે માહેતી હતી તેને અતિશય સુગમતા ભરેલી રીતે પુષ્ટી આપવાને સારૂ તે પોતાને કરેલી શિખવણીમાંથી બહાર નીકળી આવે છે અને તેમાં પેસી જાય છે; પરંતુ બનેલી બીના વિશેની તેની હકીકત

એ દુ:ખદાયક રીતે પોપટના જેવી છે. ફરી-આદીનુા કુટુંબની સાથે તેને જો કે સારી રીતની ઓળખાણ હતી, છતાં પણ તેણે ચુપકી જાળવી રાખી, જે જ્યારે પોતાના સહસંગી નિશાળીઆ ખોવાઇ જાય છે, ત્યારે નિશાળીઆઓમાં આશ્ચર્યકારક લેખવામાં આવે છે.

ત્યાર પછીથી ગીગો આવે છે, જેણે જકીપણાથી અને ઉડાઉપણાથી જુબાની આપેલી છે. તેની જુબાનીને કબુલતથી સિધી રીતે મુદલે ટેકો મળતો નથી, તેનું કારણ કદાચ એમ હશે કે તેની કહેવામાં આવતી માહેતી બહુ બહાર આવી! આ સાક્ષીને હું તદન અવિશ્વાસપાત્ર ગણું છું. જે હકીકત વિશે કહેવામાં આવ્યું છે તે હકીકત બજારમાં સાંભળ્યા પછી તે પોતે ક્યાં ક્યાં ગયો હતો તે વાત છુપાવવાની અથવા ભુલી

જવાની તેની કાળજીનો ખુલાસો અલબત એ હકીકત ઉપરથી થઈ જાય છે કે તેણે પોતાને મળેલ માહેતીના ખબર ફરીઆદી **ગનીને** આપવા જોઇતા હતા. તેટલા માટે તે ઢોંગથી એવું કહે છે કે મેં સાદ સાંભળ્યો હતો ખરો, પણ ઢંઢેરાના શબ્દો સાંભળ્યા નહોતા, માટે મને ખબર નહોતી કે **ગનીના** દીકરો **હબીબ** ખોવાઇ ગયો છે. તે એમ કબુલ થાય છે કે જો આની મને ખબર પડી હોત, તો હું જે જાણતો હતો તે **ગનીને** હું કહેત. હું ધારૂં છું કે તેની આખી હકીકત ઉડાઉ અને અસંતોષકારક હતી અને તેના શબ્દો માનવા મુશ્કેલ છે. નાં. ૧ ના તહોમતદાર **નાનજી** આ પ્રમાણે ત્રણ વખત મોટેથી પોકારીને **હબીબને** કેમ ઓળખાવે અને બોજા **મનજી**, જે શબ્દો ઉપરથી લલચાવવાને (અથવા "પીવાને હું

આપવું" એવા શબ્દોને) જે દીક્ષા પામેલા શખ્સો "ખુની ફાંસો" એવો અર્થ કરવાનો સંભવ હોય, તેવા શબ્દો કેમ વાપરે તેનો કોઇ પણ માણસ ખ્યાલ કરી શકે. આ બોજાઓ આગળથી તેમના પોતાના ઉપર ગુન્હો સાબેત કરે એવો વગર જરૂરી બાતનો પુરાવો પુરો પાડવાને આટલા બધા બાએ-શમંદ હોય એવું માનવાની હું ના પાડું છું. ફરી તપાસમાં તેણે એમ લખાવ્યું છે કે નાં. ૨ નો તહોમતદાર ઘુસો તે મકાનમાં હતો એ માત્ર પાછળથી સુજેલો હોય તેવો વિચાર લાગે છે અને હીલચાલ વિશે તેણે પાછળથી ખુલાસો આપેલ છે તે મુદ્દલે ખા-તરી લાયક નથી. આ સાક્ષીને હું વદન બીન વિશ્વાસ રાખવા લાયક ગણું છું. કબુલ-તના તેને મળતા ભાગ વિશે બોલતાં, એ આશ્ચર્યની વાત છે કે એક છોકરાને તેડાવ્યો

હતો અને બે છોકરા ઇસુની સાથે ચાલ્યા, જેને **અબરામે** મુદ્દલ કદી પણ જોયા નહોતા, તેમજ કબુલતમાં **નાનજીએ** જે ટીકા કરેલી છે, તે **અબરામે** લખાવેલી ટીકા સાથે મળતી આવતી નથી. એમ સુચવવામાં આવે કે કબુલત અને **અબરામની** જુબાની એ શિખવણીનું પરિણામ હોય, તો તેઓ મળતી થવી જોઇએ: પરંતુ જો શિખવણી સામાન્ય હોય, જો વાત બદલાવી હોય, જો શિખ-વણી જૂદાં જૂદાં માણસોએ કરી હોય, અને બીજાં ઘણાં કારણો માટે, તે ખાસ કરીને તે પ્રમાણે હોવાની જરૂર નથી. જે સઘળું કહેવાની જરૂર છે તે એ છે કે કબુલત અને અબરામની જુબાની અગત્યની બાબતોમાં બહુજ તફાવતવાળી છે. મારે માટે પુછતા હોતો તે બન્ને ઉપર મારો એક સરખો અણુવિશ્વાસ છે.

હવે આપણે કેસના બીજા પગથીઆ ઉપર; એટલે કે, બોજખાનામાં મોઢે ડુચો દીધાની તથા ખુન કર્યાની સાથે જે બીનાઓ સંબંધ ધરાવે છે તેના ઉપર આવીએ છેએ. આ બીના માટે આપણે કબુલત તરફ જોઇએ અને તેને ડાકતરની જુબાની સાથે સરખાવી જોઇએ, તો તો તેમની વચ્ચે નીરૂપાય તફા-વત છે એમ આપણને એકદમ માલુમ પડે છે. કબુલતમાં એમ ક્રરવામાં આવ્યું છે કે તે છોકરાને બોજખાનામાં અંદરના ઓરડામાં લઇ જવામાં આવ્યો હતો અને ત્યાં તેના મોઢા આડો ડુચો દીધો હતો અને તેના પગ છુટા રાખ્યા હતા. આખરે તેના માથાની ટોચમાં એક કાનસ ઠોકીને તેને સાંજરે મારી નાખ્યો હતો, જેમાંથી લોહી વહીને ઢેગમાં પડયું હતું ( જે હથીઆર રજુ કરવામાં આવેલ છે તે ખીલા કરતાં ઘણું

મોટું, જબરૂં અને તોલદાર છે ). પહેલા પ્રથમ તો ડુચો દેવો એ તદન અસંભવીત અને બીનજરૂરીઆતનું જણાય છે એમાં મોટું જોખમ એ હતું કે છોકરાના પગ બાંધ્યા નથી માટે તે ભયની રાડ પાડશે. તે રાડ તેણે કેમ ન પાડી ? કબુલતમાં એમ કહ્યું છે કે બીજા ખોજાઓ સાંજરે ખાનામાં ગયા હતા, પરંતુ નીખાલસપણાથી તેમાં વધારીને એમ કહેવામાં આવ્યું છે કે તેએ ખાસ કરીને અંદરના ઓરડામાં દાખલ નહી થાય ! ડાકતરનો અભીપ્રાય એમ પડયો છે કે મૃત્યુ ગુંગળાવીને મારી નાખવાથી નિપજ્યું હતું, તેની ખાતર જમા કરવા સારૂ મોઢે ડુચો દીધાનું કહેવામાં આવ્યું હશે પરંતુ એ ખુલ્લું છે કે ડુચો દેવાથી તે છોકરો મરી ગયો નહોતો; કારણ કે કબુલ-તમાં એમ કહેલું છે કે માથામાં ઇજા કર-

વાથી તે છોકરો મરણ પામ્યો. હવે જે
પ્રમાણે કબુલાતમાં કહેલું છે તે પ્રમાણે જો
આ કાનસ બે તસુ અંદર બળ કરીને ઉતારી
દીધી હોત, તો છોકરાની ખોપરીના ચુરેચુરા
થઇ જવા જોઇએ અથવા ઓછામાં ઓછું તે
ભાંગી તો જવીજ જોઇએ. ત્યારે ડાકતરની
જુબાની ઉપરથી શું જણાય છે? તે ઉપ-
રથી એમ જણાય છે કે ખાસ પરિક્ષા કર્યા
પછી (માલુમ પડયું હતું કે) ખોપરી
બીલકુલ ઇજારહીત રહેલી હતી. ઉઘાડા ગા-
બજામાંથી માથાની ટોચ ઉપરની ચામડીજ
ફકત ગએલી હતી. આ ઇજા બાજીની માફક
ઉપસી આવેલી હતી અને ડાકતર લખાવે છે
કે તે સઘળા ઉપરથી માછલાંના કરડની
નીશાનીઓ જણાતી હતી. પંચ લાલચંદની
જુબાની ઉપરથી પણ એમ જણાય છે કે તેણે
જયારે તેણે એક માછલું જોયું હતું. જો

કદાચ તે પ્રમાણે હકીકત ન હોય, તો પણ ફરીઆદી તરફના બીજા પુરાવા મુજબ નદીમાં બીજે ઠેકાણે માછલાં ખુલ્લી રીતે હયાત છે અને લાસ ઉપર માછલાના કરડની વારંવાર ઇજા થાય છે એમ વૈદકના ગ્રંથોમાં પુરેપુરૂં કબુલ કરેલ છે. ડાકતરની જુબાનીના સઘળા ફાંટાઓમાં ઉતરવાનો મારો વિચાર નથી. રાા દીવસની લાંબી મુદત સુધી રીગર મોરટીસ ચાલ્યાના સંભવની બાબતમાં, તથા લાસની પીઠનો ભાગ જો પાણીથી પુરેપુરો ઢંકાએલો ન હોય તો ખાસ કરીને તે મુદતના દરમ્યાનમાં સડો ઉઠવાનો સંભવ હોવાની બાબતમાં, તથા મોત નીપજ્યા પહેલાં તે છોકરાનું પુષ્કળ લોહી વહી ગયું હતું એમ બતાવી આપનાર નસોની સ્થિતીની બાબતમાં મેડીકલ જ્યુરીસ પ્રુડન્સ ( એટલે, વૈદક ન્યાય શાસ્ત્ર ) ના ઘણાક

મુશ્કેલ સવાલો ઉઠાવવામાં આવ્યા છે, આ સઘળી એવી બાબતો છે, કે જેમાં આ કેસમાં અત્યારે ઉતરવાની જરૂર નથી. પબ્લીક પ્રોસીક્યુટરે આગ્રહ પુર્વક એમ કહેલ છે કે ખાલ ઉપર જો વાળ હોય તો માછલાં તેને ખાઇ ન જાય, માટે જે ઇજા થએલી છે તે મનુષ્ય કૃત્યથી થએલી છે. એમ કબુલ કરીએ કે આખો ડાબો કાન ગુમ કરવાના કેસમાં મનુષ્ય કૃત્ય હોવાનો વધારે સંભવ છે અને એમ ધારીએ કે છોકરાના શરીર ઉપર જે પથરો માલુમ પડયા હતા તે ઉપરથી એમ જણાઇ આવે છે કે તેનું ખુન કરવામાં આવ્યું હતું. છતાં પણ અંગછેદન, જે ઉપરથી એમ જણાય કે ખોજાઓ તે ખુન કરનારા છે, તે અંગછેદનની તેના ઉપર કોઇ પણ નીશાનીઓ ખાસ કરીને છે એમ હું નથી લેખતો. ખોજાઓ ગુહ્ય ઇંદ્રીનું

છેદન કરે છે અથવા તેઓ એક કાન કાપે છે એવો પુરાવો ક્યાં છે ? તેવો મુદ્દલે પુરાવો નથી. ફક્ત તેવો પુરાવો તે કબુલત છે. તેમાં પંચે જે ઇજાઓ વિશે જુબાની આપેલ છે, તેને બંધ બેસતી કરવા માટે તેવી રીતે ગોઠવણ કરેલી છે. મેં કહેલ છે કે ખોજા નહીં, પણ ધારો કે મેમણો તહોમતદારો છે એમ ગણીને કેસનો વિચાર કરવો જોઇએ, કારણ કે ખોજાના પંથ ઉપર ( માત્ર લોકવાયકાના જોર ઉપરથી ) ફરીઆદીએ અને ( જે કબુલત આપખુશીથી કરેલ નથી તે ) કબુલતે જે નીચ અને ધિક્કારવા લાયક વહેમ વિશે કહેલ છે તેવો કોઇપણ વહેમ હોવાનો કાંઇ લેશમાત્ર પણ પુરાવો નથી. ડાકતરની જુબાની પ્રમાણે એ ચોકસીથી કહી શકાય નહીં કે જે ઇજાઓ જોવામાં આવી છે તેમાંથી કેટલી માછલાના

કરડથી થએલી છે અને ડાકતરનો પુરાવો રદ કરવાને મને પુરતું કારણ જણાતું નથી. જસદણના ડાકતરને ઘણાજ વહેવારી અનુભવ છે અને તે સંસ્થાનના જુના નોકર છે અને તેના કુશળ અભિપ્રાયને ન માનવાને કાંઇ પણ કારણ જણાવ્યું હોય એમ મને માલુમ પડતું નથી. એમ સુચવવામાં નથી આવ્યું કે તેના ઉપર કોઇ પણ રીતે સતા વાપરવામાં આવી છે અગર તો તેનું મન વહેમાઇ ગએલ છે અને તેના અભીપ્રાયનું ખંડન કરવાને કાંઇ પણ કોશીશ કરવામાં આવી નથી. પરંતુ મારા અભિપ્રાય મુજબ જે અતી અગત્યની વાત નોંધી રાખવા જેવી છે તે એ છે કે ડાકતરે નીચેની કોર્ટમા પોતાની જુબાની આપી, તે પહેલાં તારીખ ૧ લી ડીસેંબરના રોજ, એટલે કે મુડદુ હાથ લાગ્યું તેને વળતેજ દીવસે, તેણે પો_

લીસ તરફ પોતાનો પોસ્ટ મોરટમ રીપોર્ટ મોકલી આપ્યો. તે રીપોર્ટ તેણે તે જગ્યા ઉપર લીધેલી પોતાની નોંધ ઉપરથી તૈયાર કર્યો હતો, જ્યારે તે બાબત તાજી હતી, ત્યારે આ રીપોર્ટ એકદમ ઘડવામાં આવ્યો હતો, અને જે હકીકત ખરેખરી જોવામાં આવી હતી તેનો હું તેને પ્રથમ દર્શને ઘણોજ કીમતી પુરાવો લેખું છું (અંક પી ૫ ૭) વાળા તે રીપોર્ટમાં ડાકતર પોતાનો એમ અભીપ્રાય આપે છે કે મોત ગુંગળાવાથી થયું હતું, અને તે લખાવે છે કે માથાની ટોચ ઉપર થએલી ઇજાની બાબતમાં "એક રૂપીઆ જેટલી જગ્યામાં ચામડી જતી રહી હતી. અને તેથી ખોપરીનું હાડકું ખુલ્લું પડી ગયું હતું." "હાડકું ભાંગ્યા જેવી બીજી બહારની ઇજાઓ હતી"? મુદ્દલે નહોતી. તેટલા માટે એ ખુલ્લું છે કે ખોપ-

રીમાં એક કાપ્યું નહોતું અને ખોપરી તુટી ગઈ નહોતી. વળી આજ રીપોર્ટમાં ડાકતર લખાવે છે કે ગુહ્ય ઈંદ્રીની સપાટીની લંબાઈમાં ચામડી ગળી જવામાં આવી હતી અને ઊંડાઇ નજીવી હતી, પરંતુ માંસપીંડના ઉપલા છેડા ઉપર તે જરા વધારે ઉંડી હતી. તે વધારે એમ લખાવે છે કે સઘળી બહારની ઇજાઓને તમામ ઠેકાણે માછલાંઓ અગર કોઇ જળચર પ્રાણીઓ ગળી ગયાં હતાં, તેથી હું ચોકસ રીતે કહી શકતો નથી કે સઘળી કે કેટલીક ઇજાઓ આ પ્રાણીઓએ પુરેપુરી કરેલ હતી કે આ જગ્યાઓ ઉપર મુળમાં કાંઇ જખમ હતો. હવે ખોપરીના હાડકાની ચોકસ બાબતમાં ડાકતરની જુબાનીનો જે ભાગ વધારે ભારવાળો છે તે ઉપર આપણે આવીએ છૈએ. તે લખાવે છે કે ફોજદારે જો કે એમ કહેલ છે કે તે છોકરાના

માથામાં ખીલો ઠોકી દેવાથી તેનું મોત નીપજ્યું હતું, તો પણ ખાલ ઉપર કરેલ જખમ એ મોત નીપજવા માટેનું પુરતુ કારણ હોય એમ જણાતું નથી. તે લખાવે છે કે તે ચામડીનો જખમ હતો અને ચામડી નીચે ખોપરીને કાંઇ પણ ઇજા નહોતી. મેં ચામડી ખસેડી નાખી હતી અને ખોપરીને ખુલી કરી હતી, છતાં પણ ખોપરીના હાડકાને કાંઇ પણ ઇજા જોઇ નહોતી. ખોપરીમાં ૩ તસુ ઉંડો ખીલો ઠોકી દીધાના કબુલતથી હકીકતમાં જે વાત લખી છે તે તદ્દન જુઠી છે, તેવું બતાવી આપવાને માટે આનાથી વધારે ચોખો ( બીજો ) પુરાવો હોય એમ હું નથી ધારતો. તમે જોશો કે આવી હકીકત વાસ્તવીક હકીકતની સાથે મળતાપણું ધરાવતી નથી. પરંતુ ફોજદારે જે મન કલ્પના કરેલી છે અને જે મન

કલ્પનાને ડાકતરે, તાત્કાળીક પરિક્ષા કરીને તેની બીજે દીવસ કરેલા રીપોર્ટમાં રીતસર નોંધ કરી છે, તે પરિક્ષાથી ના કબુલ કરી છે, તેની સાથે મળતાપણું ધરાવે છે. કેસમાં આ અગત્યનું પોઇન્ટ છે; અને તે વિશે જો કાંઇપણ શંકા હોય, તો આપણને ખચીત એમ માલુમ પડવું જોઇએ કે ફોજદાર અને પંચ ડાકતરની હકીકતના ખરાપણા વિશે વાંધો ઉઠાવે. તો પણ તે દેખીતી વાત છે કે જો કે પાણીના કૃત્યથી ઇજા ઉપસી ગઇ હતી, અને તે ઉપરાંત ચામડી જતી રહેલી હોવાથી તેમાં જૂજ છીદ્ર પડ્યું હોય, તો પણ ખોપરીને કાંઇ પણ ઇજા થએલી નહોતી. ફોજદાર ડોળ ઘાલીને એમ નથી કહી શકતા કે તે ( ઇજા ) હતી; કારણ કે પોતાની જુબાનીમાં તેને એમ કબુલ કરવું પડ્યું છે કે મેં હાડકા ઉપર મારી આંગળી

ઉગાડી જોઇ તો તે વગર ભાંગેલું (એટલે સાજું) માલુમ પડયું. અને તે મેં મારી આંખે-થી જોયું હતું, પંચોમાંથી ફકત એક પંચ મેમણ ઓસમાણ, જે ડોળ ઘાલીને એવું કહે-વાની કોશીશ કરે છે કે તેમાં છીદ્ર હતું, તે પણ ઉલટ તપાસમાં આ હકીકત સામે ટકી શકયો નહીં અને સોગન ખાઇને કહ્યું કે છીદ્ર, જે ઠેઠ તળીયા સુધી ચોખેચોખી રીતે જોઇ શકાતું હતું, તેમાંથી પરપોટા નીકળીને બહાર આવતા હતા; તેના ધારવા મુજબ જે છીદ્ર તેની નજરે પડતું હતું તેની ઉંડાઇ એક તસુની હતી, તો પણ તે કેટલું ઉંડું હતું તે તે કહી શકતો નથી! આગળથી ધારી મુકેલા વિચારો અને ઘેરા-એલો તર્ક કેટલે દુર જઈ શકે છે, તેનું આ હકીકત એ દ્રષ્ટાંત છે. ફરીઆદીને આવો પુરાવો તદન નકામો છે. ખરેખર સાચી

હકીકત એવી છે કે પંચનું બોલવું ઢંગધડા વગરનું હતું અને પંચનામું બેદરકારપણાથી લખવામાં આવ્યું હતું (અંક ૧૦ વ) વાળા પંચનામામાં જે કહેવાની મતલબ છે તે લાસ ઉપરની બંડી છે, પરંતુ તેમાં તે ચોકસ શબ્દ પડતો મુકી દીધેલો છે અને તેમાં એમ લખેલ છે કે " લાસનું ગજવું, જેમાં તે છરી માલુમ પડી હતી. " વળી બંડી ઉપર જે લોહીના ડાઘ હતો, તે વિશે તેમાં કાંઇ પણ કહેવામાં આવેલ નથી, તે ગફલત ઘણી મોટી ગણાય; ખરેખર લાસની પીઠ પાણીની બહાર રહ્યા સીવાય જો રાા દીવસ સુધી વહેતા પાણીમાં તે લાસ રહેવાથી લોહીના ડાઘ વધારે ઝાંખા ન પડી ગયા હોય અથવા તદન જતા રહ્યા ન હોય, તો તે વાત આશ્ચર્યકારક જણાય. તો પણ એમ ધારીએ કે આ ડાઘ એ

લોહીના ડાઘ છે, તો પછી તે અમુક બાબતની કાંઇ ફીકર નહીં. ફકત એટલીજ કે તે ઉપરથી એમ જણાઇ આવે છે કે પંચ સંભાળવગરના અથવા બેદરકાર હતા. ત્યારબાદ ગુહ્ય ઇંદ્રીની બાબતમાં સામાન્ય હકીકત અત્યારે એવી છે કે તેનો અગ્રભાગ અથવા ફુલ કાપી લીધેલું હતું પરંતુ તે હકીકત પોસ્ટ મોરટમ રીપોર્ટથી ઉલટી છે અને અંગછેદનની કલ્પનાને મદદ આપવાને સારૂ અને પડખે આવેલી જાંગના સાંધા ઉપર જે બે ઉઝરડા થયા હતા તેનો ખુલાસો કરવાને સારૂ અતિશયોક્તિ કરેલી જણાય છે. મારી જાતને માટે બોલતાં મારા વિચારનું વલણ એવું છે કે છરીના કાંઇ પણ કાપાથી આ ઉપરચોટીઆ ઉઝરડા કરતાં વધારે ઉંડા જખમો પડે. અને હવે જ્યારે હું ઇજાઓ વિશે વિવેચન કરૂં છું,

ત્યારે હું એ હકીકત ઉપર ધ્યાન ખેંચું છું કે ગુપ્ત ઇંદ્રીની માફક કાન કાપી લીધો હતો, એવો વિચાર લેવામાં આવ્યો હતો, અને પંચના બોલવા મુજબ ત્રણ જગ્યાએ ઘણાં ઝીણાં નાનાં છીદ્ર હતાં. અને આના સંબંધમાં છરી અને સુયા વિશે તારીખ ૬ઠી ડીસેંબરની પુરવણી કબુલતમાં જે કહેલું છે તે સુગમતાથી જોવાનું હું તમોને કહીશ. આ વસ્તુઓ નાં. ૧ના તહોમતદારના ઘરમાં થી તારીખ ૩ જી ડીસેંબરના રોજ માલુમ પડી હતી અને પંચનામામાં એમ નથી કહ્યું કે તેઓના ઉપર લોહીના ડાઘ પડેલા હતા. તો પણ ફોજદારના રોજકામમાં એમ બતાવેલ છે કે તે (ફોજદાર) તેને લોહીના ડાઘ વાળાં ગણતો હતો અને તારીખ ૪થી ના રોજ તહોમતદારને બતાવ-વા માટે તેણે તેમને માજીસ્ટ્રેટ પાસે એકદમ

કેમ ન મોકલી આપ્યાં તે હું સમજી શકતો નથી. સુયાની બાબતમાં તારીખ ૬ ઠીના રોજ તહોમતદારે પોતાની કાંઇ પણ માહેતી હોવા બાબતનો ઇનકાર કર્યો; પરંતુ છરી, જેની બાબતમાં ન્યાયાધિશે આગ્રહપુર્વક એમ કહ્યું કે તે છરી ઉપર લોહીના ડાઘ છે, તેની બાબતમાં તેણે કબુલ કર્યું કે તે તેણે વાપરી હતી અને તેની આગલી હકીકત ભુલથી કહેલી હતી એમ કહીને તેને ઉડાવી દેવાની તેને ફરજ પડી હતી. મને એમ જણાય છે કે ફોજદારે એમ અનુમાન કર્યું હતું કે નાનાં છીદ્રો સુયાથી પાડયાં હશે અને તેટલા માટે તેણે તેની શોધ ગોત કરી; પરંતુ અત્યારે છરી કરતાં કાંઇ પણ વધારે લોહીના ડાઘવાળો તે હતો એમ સાબેત થએલ નથી, અને પબ્લીક પ્રોસીક્યુટરે આ પુરાવા ઉપર મુદલે ભરૂંસો રાખ્યો નથી.

આ ઠેકાણે તમારા લક્ષ ઉપર મારે એ વાત આણવી જોઇએ કે આ આખી કબુલતને લીધે કાંઇ પણ બાબત શોધી કાઢવામાં આવી નહોતી અને તે ઉપરથી તેની સત્ય-તાની એક ઘણીજ કીમતી કસોટી મળી શકતી નથી. એ કાંઇ ફરીઆદીનો વાંક નથી; પરંતુ તેની સાથે એક એવું જોખમ રહે છે કે પોલીસને જે કાંઇ જાણવામાં આવ્યું હતું તેનો તે કબુલત એ સંગ્રહ અથવા સાર હતો. ઓછામાં ઓછું એટલું તો લક્ષમાં રાખવા જેવું છે કે છરીની વ્યવસ્થા કર્યાની બાબતમાં કાંઇ પણ પુષ્ટી આપનાર બાબત નથી, પરંતુ બીજી બાજુ તરફથી એક સુધારો કરવામાં આવ્યો છે, અને છરી સંબંધી પુરાવો આપ્યો હોત અને બીજી વસ્તુઓની માફક તેનું રસાયણી પ્રથકરણ કરાવ્યું હોય તો બહુ સારૂં થાત.

હવે આપણે ત્રીજે પગથીએ આવીએ છીએ, એટલે કે, ખુન કર્યા પછી લાસને કબુલતમાં કહ્યા મુજબ રાત્રીના આશરે ૧૦ બજયે બોજાખાનામાંથી ના. ૧ના તહોમતદારના ઘરમાં ખસેડીને આણવામાં આવી તે ઉપર આવીએ છીએ. આ ઠેકાણે કબુલત એ આપણો એકજ આધાર છે અને તેમાં એમ કહેલું છે કે નાં. ૧ ના તહોમતદારે જે ગાંસડીમાં લાસ બાંધી હતી તે ગાંસડી ઉચકી લીધી અને તેને બોજાખાનેથી પોતાને ઘેર લઇ ગયો. તહોમતદારના સુચીપત્રમાં આ બહુ સાદી બાબત છે, પરંતુ તેની સાથે તે અતિશય અસંભવિત બાબત છે. (અંક ૧ વ વાળો જે નકશો સરવેઅરે ચાર કરેલો છે તે ઉપરથી તમારા જોવામાં આવશે તે મુજબ) જ્યારે તે લાસ પાછી પોતાને ઘેરથી આજ બોજાખાનાપાસે થઇને

નદીના તળીઆમાં તેને લઇ જવી પડે એમ હતું, ત્યારે ખુન કરનાર શખ્સ લાસને જાહેર મહોલાની ઉભી વાટે કેમ લઇ જાય, જ્યાં ઘણાંક ઘરો પાસે થઇને તેને બે ડેલી-ઓ પસાર કરવાનું જોખમ વેહતું પડે, જેમાંથી ઓછામાં ઓછી એક ડેલીએ તો ચોકીવાળા હોયજ. હબીબ ગુમ થયાની વાત ચોગરદમ પ્રસરી ગઇ હતી, શોધ કરનારા શખ્સોની એક ટોળી કાળાસરના રસ્તા ઉપર જતી હતી, અને સાદ પાડનારે ગામમાં સાદ પાડેલો હતો. બીનશક અત્યારે એમ વિચારવામાં આવ્યું હશે કે માત્ર એક અકસ્માત થયેલ છે અને બોજાઓ ઉપર શક આણવામાં આવ્યો નહોતો (તો-પણ ગની એમ ધારે છે કે ગુરૂવારને દીવસે પણ તેઓના વિશે તેને શક હતો!); પરંતુ અબરામ કોઇ પણ ક્ષણે બોલે.

ત્યારબાદ **અમરામ** ઓજાખાનાની વાત કરે; પરંતુ તે તે મુજબ વાત કરે તો ઓજાનાં ઘરોની એક સરખી જડતી લેવાય અને તહોમતદારના ઘરમાં જે હતું તેને માટે તે એકલાનેજ જવાબદાર ગણાય. નાં. ૧ નો તહોમતદાર આ જોખમ તેમજ આખી જવાબદારી ખુશીથી કબુલ રાખત કે નહીં તે વિશે મને શંકા છે. પરંતુ મને એમ જણાય છે કે **નાનજીને** પોતાને ઘીરે જવાનું વધારે ઉંડું કારણ હશે, કારણ કે ફુરીઆદીને ત્યાં એક શાક્ષી મળી આવવાનો સંભવ છે! જો લાસને ઓજાખાનામાં રાખવામાં આવી હોત તો શું થાય છે તે જોવાને અને હવે પછીથી જુબાની આપવાને કોઇપણ શખ્સ સ્વાભાવિક રીતે બહાર રાહ જોતો બેસે નહીં; પરંતુ નાં. ૧ ના તહોમતદાર **નાનજીને** ઘેર હકીકત ઘણીજ જૂદી

જાતની છે; કારણ કે ત્યાં સાક્ષી પુનો નદીના તળીઆમાં લાસને ખસેડવામાં ભાગ લેવાને માટે મળી શકશે. પરંતુ એમ જણાશે કે એક બાબત ધ્યાનમાં રાખવામાં આવી નહોતી અથવા કંઇ નહીં તો છેક પુનાની જુબાની જુઠી છે, કારણ કે તે કહે છે કે હું સુર્યાસ્ત પછી આવ્યો અને વાળુ માટે રાહ જોતો બેઠો, છેવટે નદી તરફ જવાને રસ્તે જવા સારૂ તહોમતદાર ઘરમાંથી (બહાર) આવ્યો, જ્યાં (નદીએ) ગાંસડી મુકવામાં આવી હતી. હવે જો પુનો ત્યાં સુર્યાસ્તના વખતથી જ્યાં સુધી તહોમતદાર પોતાના ઘરમાંથી આવ્યો, ત્યાં સુધી બેઠો હોય, તો પુન તહોમતદારને ગાંસડી સહીત ઘરમાં પેસતો કેમ ન દીઠો ? બચાવ તરફના બારીસ્ટર જણાવે છે કે **નાનજીને** ઘેર (લાસને) આણવાની બીના પુનાની સાક્ષી મેળવવાના કારણ માટે અંદર

દાખલ કરવામાં આવેલ છે. પરંતુ તેના શું પરિણામો થશે, તે ખરી રીતે તેમણે જાણ્યું નહોતું, અને આવી જે ગફલત થઇ છે તે ગફલત સુભાગ્યે જુઠો કેસ ઘડી કાઢવાનું પરિણામ છે. પુને લખાવેલી હકીકતને કેવી વજનદાર ગણવી, તે વિશે હું થોડા વખતમાં કાંઇક હકીકત કહીશ; પરંતુ હું એમ કરાવીને સંતોષ માનું છું કે કબુલત અને પુનાની જુબાની માનવી એ મુશ્કેલ છે અને હું ધારૂં છું કે આ બીના સંબંધી તે બેમાંથી ગમે તેના ઉપર જુઠાણની છાપ લગાડવાથી કાંઇ પણ તફાવત પડતો નથી.

હવે નાં. ૧ ના તહોમતદાર નાનજીને ઘેરથી લાસને બીજી વખત નદીના તળીઆમાં ખસેડીને લઇ જવામાં આવી તે વિશે બોલીએ. એ નિઃસંદેહ વાત છે કે જો લાસને ઓજખાનામાંથી ખસેડવી હોય, તો આ

રસ્તો સહુથી ઓછા ભયવાળો થાય. તો પણ આ જાગ્યા ઉપર લાસ હાથ આવી તે ઉપરથી મરનારને જસદણમાં મારી નાખવામાં આવ્યો હતો અથવા પુને જુબાની આપી છે તે મુજબ આ રસ્તો લેવામા આવ્યો હતો એમ સાબેત થતું નથી તો પણ તે પોઇન્ટને બાજુપર છોડી દઇને આ છેલા સાક્ષી પુના ઢેઢને બીજા બાકી ના (સાક્ષીઓ) કરતાં વધારે સારો ન કહેવો જોઇએ તેણે પોતાની જુબાનીમાં પાછી જે આગળ લખાવેલ તેના કરતાં વિરૂદ્ધ કહેલ છે અને ઘણીક બાબતમાં તે કબુલતથી જૂદી પડે છે. આ ઢેઢ તહોમતદારોનો કાંઇ રીતસર નોકર નહોતો. તેઓ તેની મદદ માગવામાં એક વધારે વખત તરતના બેદરકાર રહ્યા છે એમ જણાય છે. ત્યાર બાદ શહેર, જે રસ્તાનો (ઘણોજ) ભયંકર ભાગ છે. તેમાં આ ઢેઢ ગાંસડી ઉપાડતો નથી, પરંતુ બહા-

રના ભાગમાં ઉપાડે છે અને ત્યાર પછી તેને
કાંઇક ભીનાસ લાગે છે, તે ઉપરથી તેને
પોતાના બોજા વિશે શંકા ઉત્પન્ન થાય છે,
તે તેને ઉપાડીને લઇ જવાની ના પાડે છે
અને તેમ છતાં પણ તહોમતદારોની સાથે
આગળ ચાલે છે અને તેઓના પાછા આવ-
વાની રાહ જોવા સારૂ, નીચે બેસે છે, તે
ખુલી રીતે એટલા માટે કે તે પોતાના
વિચારોને એકઠા કરે અને ભવિષ્યમાં તેઓની
સામે ચોખે ચોખી જુબાની આપવાને શક-
તીવાન થાય! આ સાક્ષીના જુઠાણના
ઘણાક દાખલા છે અને હું તેની વાત
માની શકતો નથી. એ પણ મર્મસુચક
વાત છે કે દરમ્યાનમાં ફોજદારે કાળાસ-
રના રસ્તા ઉપર શોધ કરવાને માણ-
સોનું એક ટોળું મોકલી આપ્યું હતું.
બચાવ તરફથી નિશ્ચયપૂર્વક એમ કહેવામાં

આવ્યું હતું; કે શોધ ગોત થતી હતી માટે આવે વખતે તહોમતદારો આ પ્રમાણે (લાસને) લઇ જાય એ અશક્ય હતું; અને તેઓએ એમ પણ દલીલ કરી હતી કે **ગનીના** લખાવવા મુજબ ફોજદારને રાત્રીના ૮ વાગ્યે ખબર આપ્યા હતા અને નદીમાં શોધ ગોત કરાવી હતી. આ દલીલની બહુ કીમ્મત હોય એમ હું નથી ધારતો કારણ કર્મ થયું કે એવો ગુરૂવારની રાત્રીએ શક આવવાનો સંભવ નહોતો અને ખુલ્લીરીતે શોધ કરનારાઓનું માત્ર એકજ ટોળું હતું. **ગની,** જેની યાદદાસ્ત અને યથાર્થતા ચકચકીત નથી, તે અનુમાન ઉપરથી બોલે છે એવો સંભવ છે. બીજી બાજુ તરફથી ફરીઆદીના પક્ષે વખતની બાબતમાં શોધ કરનાર ટોળાંને પાછું નાખવાની કોશીશ કરી છે, કે જેથી ફરીને તહોમતદારોને લાસને ખસેડવાની તક મળે

અને ગની અનુમાન ઉપરથી બોલે છે એ સુચનાને ફોજદારની હકીકત, જેમાં એમ કહેવામાં આવેલ છે કે તેણે શહેર છોડયું નહોતું, તેથી ટેકો મળે છે. હું નથી ધારતો કે આ પોઇન્ટો, બંને બાજુ તરફથી દલીલ કરવામાં આવી છે તે મુજબ, અગત્યના અને ગંભીરતાથી અનુકરણ કરવા લાયક છેઃ તેમજ પબ્લીક પ્રોસીકયુટરે એવી દલીલ કરી છે કે લાસ ઉપર જુજ ચામડીનું "એન. સેરીના" છે તે એમ જણાય છે કે શરીરમાં થોડો ઘણો જીવ હતો, ત્યારે તે નદીમાં ફેંકી દેવામાં આવ્યું હતું અને આ હકીકત વ્યવસ્થા કરવાની હાલની વાતને ટેકો આપે છે, તેવી પબલીક પ્રોસીકયુટરની દલીલ ઉપર વિશ્વાસ રાખવો એ અગત્યનું નથી એમ હું ધારૂં છું. ચામડીનું "એન સેરીના" એ કદાચ એવી બાબત છે કે જે વિષે બહુજ

શંકા છે: પરંતુ જો કદાચ આપણે તે દલીલ કબુલ રાખીએ અને એમ માનીએ કે લાસને મોત નીપજ્યા પછી થોડે વખતે નદીમાં ફેંકી દેવામાં આવી હતી અને તે કદાચ ગુરૂવારને દીવસ ફેંકી દેવામાં આવી હતી, તેમ છતાં પણ હું એમ ધારૂં છું કે તહોમતદારોએ તે ત્યાં ફેંકી દીધી હતી એવું બતાવી આપવાને માટે કાંઇપણ સંગીન પુરાવો નથી. હું ધારૂં છું કે ઢેહના બોલવા ઉપર વિશ્વાસ રાખવાનો નથી અને આ કોર્ટમાં તેણે એમ કહ્યું કે છેવટ તેને વાડીએ કાઢી મુકયો હતો, તે તેની રીતનો ખાસીઅતવાળો દાખલો માલુમ પડી આવશે. હવે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૬૪ મુજબ મહેરબાન ન્યાયાધિશ સાહેબ પાસે તેણે આપેલ જુબાનીમાં તેણે એમ લખાવ્યું હતું કે પછીથી તરતજ હું વાડીએ નહોતો ગયો,

પણ ઢેઢવાડામાં **ડાયા** વેરે પરણાવેલી મારી બેન લાખુ રહે છે ત્યાં ગયો હતો. પરંતુ હાલ **પુનાએ** છાતી ચલાવીને લાખું અને **ડાયાની** હયાતી વિશે ઇનકાર કર્યો છે! તેનું કારણ ચોખ્ખું છે: પબલીક પ્રોસીક્યુટરે એમ સુચવ્યું છે કે આ ઢેઢની બહાદુરી ભરેલી ઇચ્છા પોતાની બેનને કોર્ટમાં હાજર થવાની કસોટીમાંથી બચાવવી એવી હતી, પરંતુ તેમ નથી; તેનું કારણ તો એકે ઢેઢવાડો એ ફરીઆદીના કેસને માટે નુકશાનકારક જગ્યા હતી. જો તે ત્યાં જાય, તો તેના કેડીઆ ઉપર લોહીના ડાઘ કેમ પડયા તેનો તેણે ખુલાસો કરવો જોઇએ એમ ધારી શકાય; નાખુશ પ્રમાણીક ઉપાડનાર તરીકે પોતાના શગાં પાસે સાચી વાત ખુલી કરવી પડે અગર સતાવાળાઓ પાસે જવું પડે એમ ધારી શકાય: વળી તહોમતદારની કબુ-

ાતમાં એમ કહ્યું છે કે પુનાને વાડીમાં મોકલી દેવામાં આવ્યો જ્યાં પોલીસને તેનો ખપ પડે ત્યાં સુધી તે અલબત સુતો રહે. આ નાની બાબત ઉપરથી આ સાક્ષીની વર્તણુક પ્રકાશીત થાય છે. વાસ્તવીક રીતે તેની સાક્ષીમાં જો જરા કે સત્યતાનું અંતર પડ હોય, તો આવી જાતના કેસમાં તેને પકડી કાઢવાને અથવા તેને ઓળખવાને કોણ સાથે લઇ શકે? હું માનુછું કે તેના લાભમાં જો કાંઇ પણ અસર હોય, તો પણ આવી કાંઇ પણ કોશીશ કરવી એ ડહાપણ વગરનું છે; કારણ કે આખરે તેની હાલની જુબાની નીરૂપયોગી ગણવી જોઇએ, અને તે વખતે તે બીનશક અપરાધ કબુલ કરનારની પંક્તીમાં આવી પડશે, જેની સાક્ષી ખાતરી થઇ જાય એવી જાતના સ્વતંત્ર પુષ્ટીકારક પુરવા વગર કાંઇજ કામની નથી.

કોઇ પણ ફોજદારી ગુન્હા માટે આવી જાતની જુબાની ઉપરથી અપરાધ-સ્થાપન થઇ શકે નહીં, તો પછી ખુનના ગુન્હા માટે તો કેમજ થઇ શકે?

હવે આપણે કેસના તમામ વહેવાર ઉપયોગી પગથીઆં પુરાં કર્યાં છે અને એ વખત નાં. ૧ના તહોમતદાર તથા નાં. ૨ના તહોમતદારનાં ઘરોની ને બોજાખાનાની લીધેલી જડતીના પરિણામનો વિચાર કરવાનો આપણને વખત મળ્યો છે. મારે એમ પણ કહેવું જોઇએ કે બીજાં ઘણા ઘરોની અને જગ્યાઓની જડતી લીધી અથવા તપાસ કરી, તેના પરિણામો બીનલગતા અને એવા તો ખાત્રી વગરનાં છે કે વિદ્વાન પબલીક પ્રોસીકયુટરે દેખીતી રીતે તે વાતને છેડયા વગરની રહેવા દીધી. ચાલો દરેક બીનાને તેના વારા પ્રમાણે ટુંકામાં વિચારમાં લઇએ

પ્રથમ ઢેઢના કડીઆ વિશે વિવેચન કરીએ. તે તેણે ફોજદાર પાસે રજુ કર્યું. ફોજદારે તેની તપાસને માટે એક પંચને બોલાવ્યું. તો પણ ઢેઢે તે કડીઉં વાસ્તવીક રીતે રજુ કર્યું ત્યારે પંચો હાજર નહોતા અને ડાઘ ઝાંખા થઇ ગયા હતા, માટે તેઓએ એમ વિચાર દર્શાવ્યો કે કડીઉં ધોએલું છે, પરંતુ ઢેઢ એમ નથી કહેતો કે તેને ધોએલું હતું. તો પણ તે ડાઘ લોહીના હોય કે લોહીના નએ હોય; તે લોહીના ડાઘ છે એવો વિચાર લેવાનું મારૂં વલણ થતું નથી, અને રસાયણી પ્રથકરણથી એમ ન સાબેત ઠરે કે તેઓ લોહીના ડાઘ છે, ત્યાં સુધી તેઓ અવશ્ય લોહીના ડાઘ છે, એમ માનવું એ અશક્ય છે. મારે એમ પણ કહેવું જોઇએ કે જ્યારે તે ઢેઢે કોરટમાં આ કડીઉં પહેર્યું, ત્યારે તે તેને માટે અતિશય નાનું હતું એમ દેખાયું અને તેના સામાન્ય પોશાકની સાથે મુકાબલો કરતાં ખરેખર તે મુદલે બંધ બેસતું થતું

નહોતું! તો પણ હું તેની જુબાની કબુલ નથી રાખતો; ત્યારે હું તેના લોહીના ડાઘ પણ કબુલ રાખી શકતો નથી.

ત્યાર પછીથી હું જે પ્રમાણે પુરવાણી કબુલતના સંબંધમાં કહી ગયો છઉં, તે પ્રમાણે લાસ હાથ આવ્યા પહેલાં તારીખ ૩૦ મી ડીસેમ્બરના રોજ અને પાછળથી તા. ૩ જી ડીસેમ્બરના રોજ નાં. ૧ ના તહોમતદારના ઘરની જડતી લીધી હતી, તે ઉપર આપણે આવીએ. આ બીજી જડતી વીશે વધારે બોલવાની જરૂર નથી. પહેલી જડતીને પરિણામે એક ગોદડી અને ચલાખો હાથ લાગ્યાં. ગોદડી નાં. ૧ ના તહોમતદારની માના ખાટલા ઉપરથી માલુમ પડી. જે વાસ્તવીક રીતે જાહેર રસ્તા ઉપર બહારના દરવાજાની બહાર સુતી હતી. આ ગોદડી ઉપરના ડાઘ તેમજ નાં. ૨ના તહોમતદારના ઘરમાંથી જે ગોદડી માલુમ પડી હતી તે ઉપરના ડાઘ ગમે તેના હશે. તે કદાચીત માકડના

ડાઘ હશે, અને એ વિચીત્ર વાત છે કે તાજાં દીધેલાં થીગડાં ઉપર તે ડાઘો છે. અણુધાર્યો સંયોગ થવો એ સંભવીત જણાતું નથી. તોપણ પોઇન્ટ એ છે કે તે ડાઘ લોહીના ડાઘ છે એમ સાબેત કરવામાં આવ્યું નથી.

ત્યાર બાદ ચલાખો એ ઘણોજ નિર્ણયકારક પુરાવો હોવો જોઇએ અને લાસ હાથ આવી તે પહેલાં પોલીસ તેને તેવી જાતનો (પુરાવો) લેખતા હતા એમ દેખાય છે. પોલીસને જાદુ-ગરનાં નાક અને આંખો હતી એમ જણાય છે આખી વાત આશ્ચર્યકારક છે. જે લુગડામાં લા-સને ખસેડવા માટે બાંધવામાં આવી હતી તે આ ચલાખો હતો એમ ધારવામાં આવેછે અને પંચના કેટલાક મેમ્બર એમ કહે છે કે તે ભીના લોહીથી ભેજવાળો થઇ ગયો હતો, તો પણ તેને અડકવાથી આંગળી ઉપર ડાઘ પડતો હતો એમ દેખાતું નથી. ત્યાર બાદ આગ-ળ ચાલતાં આ ભેજને ઘટાડીને પાણીમાં ભીંજાવાને લીધે થએલ ભેજ કહેવામાં આવે છે

(હીંદુસ્તાનની હવામાં ૧ાા દીવસ રહ્યા છતાં પણ તે ખુલ્લી રીતે અભેદ્ય રહ્યો હતો). આ હકીકત કહેવામાં આવી છે તે કદાચ કબુલતને મજબુતી આપવા સારૂ કહેવામાં આવી છે. કબુલતમાં એમ કહેવામાં આવ્યું છે કે નાં. ૧ ના તહોમતદારે તે કપડું નદીએ નીચોવ્યું અને તેને પોતાની કાખમાં ઘાલીને લઇ ગયો! ત્યાર બાદ સઘળા સાક્ષીઓએ તાજુબી પમાડે એવી એ હકીકત કહી કે ઘરની ઓશરીમાં દાખલ થતાં અમને દુરગંધીવાળી વાસ આવી, તે વાસ ઓશરીમાં આડી ઉપર આજ ચલાખો નાખ્યો હતો, તેમાંથી નીકળી. અલબત આ હસી કાઢવા જોગ છે. આવું લોહીના ડાઘવાળું કપડું ખુલ્લી હવામાં સુકવું હોય તેમાંથી સુદલે વાસ આવે નહીં, ત્યારે “ મરી ગએલા પ્રાણીના જેવી” વાસ તો તેમાંથી કેમ છુટે! અને પંચના આખા દેખાવને વહેમનો પાસ લાગેલો છે. જેને લીધે તેઓ જે ચીજને

વહેમ લેવાને પસંદ કરતા હતા, તે દરેક ચીજ ઉપર રાતો પ્રકાશ પડતો હતો. પરંતુ કહેતાં આશ્ચર્ય ઉપજે છે કે તે ચલાખા ઉપર લોહીના ડાઘ છે કે નહીં તે જાણવાને માટે ફોજદારે આ ચલાખો ડાકતરને મોકલ્યો હતો. ડાકતરે જવાબ આપ્યો કે હું આ નક્કી કરી શકતો નથી, માટે તે કામને સારૂ તે કપડું રસાયણ શાસ્ત્રીને ત્યાં મોકલવું પડશે. ફોજદાર જે પ્રથમ એંજન-સીના એક પોલીસ અંમલદાર હતા અને જેનામાં કંઇ નહીં તો પાકા અનુભવની તો ખામી નથી (કારણ કે તે ૭૦ વર્ષની ઉપરાંતના છે!), તેણે પરિણામે તે લુગડું પ્રયકૃતી થવા માટે મોકલ્યું હશે એમ કોઇ મુદ્દલે ધારે નહીં. તેવું તેણે કાંઇ પણ ન કર્યું, કારણ કે તેણે એમ વિચાર્યું કે બીજો પુરાવો નીર્ણયકારક છે. જે રીતે આ કેસ ચલાવવામાં આવ્યો છે તેનો આ એક દાખલો છે, અને મને એમ ધાસ્તી રહે છે કે પંચોએ આગળથી પોતાના

વિચારો ગોઠવી રાખ્યા હતા, તે ધ્યાનમાં લેતાં તેમની સાક્ષી કાંઇ પણ કીમતવાળી નથી. તેમણે કરેલું અવલોકન ભૂલ ભરેલું હતું, એટલુંજ નહીં, પણ તેમની ઉશ્કેરાએલી ધારણાને હદ્દ ચડાવીને એટલે સુધી સજડ કરવામાં આવી હતી કે તેઓ દરેક ઠેકાણે લોહીજ જોતા. સામાન્ય અનુમાન એવું થાય કે કેદે અને નાં. ૧ ના તહોમતદારે (જો લોહીના ડાઘવાળું કડીઉં અથવા લુગડું કદી ધોયાં હોય તો) તેમની ઇચ્છા તે ઉપર મુદ્દલે ડાઘ ન રહે એવી રીતે ધોવાની હોય, તે વાત બાજુપર રાખીને બોલતાં, તેમણે જો આ વસ્તુઓ મુદ્દલે ધોઇ હોય, તો ડાઘ ખરેખર શકભરેલા ઝાંખા પડી જાય! પરંતુ આ ચલાખો, જે સાધારણ લુગડાનો એક નાનો કટકો હતો, તેને પોતાને ઘેર આણવો અને જેઓને ખોજ વિશે અને તેઓનાં ઘરો વિશે શક હોય તેવાં સઘળાં માણસોને ખુલી રીતે આમંત્રણ આપ્યા દાખલ ઓ-

સરીમાં પોતાની આડી ઉપર તેને મુકવો—એ વિચાર ખરેખર ઘણોજ અસંભવિત છે. લુગડું પોતાને ઘેર શા માટે લાવે? જો લાવે, તો તેને બાળી કેમ ન નાખે? અથવા તેને ફેંકી કેમ ન નાખે? અથવા તેને સંતાડે નહીં કેમ? અથવા તેને દાટી કેમ ન દીએ અને સઘળા ઉપરાંત સહેલાઇથી હાથ આવવા જવા માટે તેને ખુલું કેમ મુકે! હું ધારૂ છું કે આ એવા સવાલો છે કે જેના જવાબમાં. કાંઇ પણ યોગ્ય ખુલાસો આપી શકાય નહીં. જો ખુન કરનાર શખ્સ મનુષ્ય વધ કરનાર દીવાનો શખ્સ હોય તોજ માત્ર તેવાં કૃત્ય કરે. ત્યાર બાદ નાં. ૨ ના તહોમતદાર ઘુસાના ઘરમાંથી જે પોશાક વિગેરે માલુમ પડ્યું હતું તેના તરફ દ્રષ્ટી કરીએ. તે ઠેકાણે એક બદીઆન અને ફુપટો હતાં. જે બને ઘુસાના દીકરાએ પહેર્યા હતાં અને ગોદડી હતી, જે તે દીકરાના ખાટલા ઉપર થી લીધેલી હતી, બદીઆનં ઉપર નજીવા

ડાઘ છે અને દુપટા ઉપર એક ભાગ્યેજ નજરે પડે તેવો ડાઘ છે, ગોદડી ઉપર બે નાના ડાઘ છે. આમાંનો એકે ડાઘ લોહીનો છે એમ સાબેત થયું નથી; અને તે લોહીના ડાઘ હોય, તો તે ઉપરથી નાં. ૨ નો તહોમતદાર તે ગુન્હો કરવામાં સામેલ છે એમ યોગ્ય રીતે ગણી શકાય એમ સમજવું મુશ્કેલ છે. આવી જાતનો પુરાવો કાંઇ પણ રસાયણ પ્રથકરણ વગર નીરૂપયોગી છે.

તો પણ ખોજાખાનાની જે જડતી લેવામાં આવી હતી, તે ઉપર જ્યારે આપણે આવીએ, ત્યારે પંચની કલ્પનાનો વિસ્તાર સુંદર રીતે પારદર્શક માલુમ પડે છે. પંચનામું એ તારીખ ૩૦ મા નવેંબરનો અંક ૧૦ અ છે. જે વસ્તુઓ વિશે કહેવામાં આવ્યું છે તે એક કાનસ (જે એક ખીલો હતો એમ વિચારવામાં આવ્યું છે તે) એક પેટી નીચે માલુમ પડેલ છે, અને કેટલાંક રાંધવાનાં વાસણ, જે છુટાં છવાયાં ઓરડીમાં

પડયાં હતાં, તે છે. રાંધવાનું વાસણ ("દેગ") પંચનામા મુજબ "ચીકણું" માલુમ પડયું હતું, પરંતુ હાલમા અને નીચેની કોર્ટમાં અમુક પંચો એમ કહે છે કે તેમણે બાજુએ વળગેલા ચોખાના દાણા જોયા હતા અને ફોજદાર કહે છે કે તે વાસણની અંદરની બાજુ ગળેથી હેઠે ધોએલી હતી. ચોખાના આ દાણા એ પાછળથી કરેલો ઉમેરો છે એ ખુલી વાત છે. ત્યાર બાદ પંચનામા મુજબ કડછી ઉપર એક ચોખાનો દાણો વળગેલો હતો પંચના કેટલાક મેમ્બરો પાછળથી તે સંખ્યામાં વધારો કરે છે અને નીચેની કોર્ટ માં તે વિશ્વાસ રાખવા લાયક પંચ નરસી એ લખાવ્યું છે કે ચોખાનો દાણો તાજેતરમાં રાંધેલો હોય એમ દેખાયું અને તે "રાતો હતો"! આ છેવટનું બોલવું એ આગળથી મન વહેમાઈ ગયાની કદાચ અતીશય આ· શ્ચર્યકારક નિશાની છે. ત્યાર બાદ, જે પ્રમાણે બચાવ તરફના વિદ્વાન બારીસ્ટરે બતાવેલા

છે તે મુજબ, આ ચોખા એ મોટી શોધ હતી અને કોઇ એમ ધારે કે પંચ તે મેળવવા માટે એકદમ તલપીને પકડશે. પરંતુ નહી, આ કોર્ટમાં કાંઇ પણ ચોખા રજુ કરવામાં આવેલ નથી અને રાતો દાણો પણ ખુલ્લી રીતે વિસરી જવાયો છે! અલબત આખી વાત હસી કાઢવા જોગ છે અને તેના ઉપર કાંઇ પણ ભરૂંસો મુકી શકાય નહીં. જો આવા કાંઇ ચોખા અને ખાસ કરીને રાતો દાણો ખરેખર જોવામાં આવ્યો હતો, તો તેમને રસાયણી પ્રથકરણ થવા માટે મોકલવાનો તક કેમ ન લીધી? તે પ્રમાણે કર્યું હોત તો શુક્રવારને દીવસે રાત્રીના ૪ વાગતે દેગમાં ચોખા રાંધ્યા હતા અને કેટલાક ખોજાઓએ તે ખાધા હતા એવી હકીકત કબુલતમાં લખાવી છે તે હકીકતને માટે—આ કલ્પીત શોધને બંધ બેસતી થાય તેવી જબરદસ્તી અને શીખવણી સિવાય—કાંઇ આધાર છે કે નહીં તે આપણા જાણવામાં

આવત. ત્યાર બાદ એમ ધારવામાં આવ્યું હતું કે તે કાનસની આણીએ લોહીના ડાઘ પડયાં છે અને **નરસી** એમ ધારે છે કે પચ્ચે તે પહેલા પ્રથમ જોઇ ત્યારે તે વધારે ધાર વાળી અને અતિશય રાતી હતી. તે તેના આગળથી મત બંધાઇ ગયાનું અર્થ સુચક અંગીકરણ છે. છેવટ લોઢાનું છીબું, જે કટાઇ ગએલું હતું એમ જણાય છે, તે પણ તે ઢગને ઢાંકવાના અસંભવિત ઉપયોગમાં લેવામા આવ્યું હતું તે કારણને લીધે લોહીના ડાઘળાળું લેખવામાં આવ્યું હતું. આ વસ્તુઓમાંથી એકેને કાંઇ પણ રસાયણી પરિક્ષા માટે રજુ કરવામાં આવેલ નથી અને તહોમતદારો એવા બેવકુફ ન હોય કે આવા કોઇ પણ પકડાઇ જવાના જોખમમાં ઉતરે; એવો તેમાં ઉધારો અસંભવ છે, તે વાત બાજુપર રાખીને બોલતાં, તેઓના ઉપર લોહીના ડાઘ છે એવું માનવાને માટે કું કુરમાં કુર કારણ પણ જોઇ શકતો નથી. તો

પણ આ આખી બીના ઉપરથી મનની જે સ્થિતી પ્રબળ થઇ ગઈ હતી તે તથા લોકો-ની બુદ્ધી જે ચોગરદમથી આશ્ચર્યકારક રીતે ઘેરાઇ ગઇ હતી તે જણાઈ આવે છે અને તેટલે દરજે તેનો ખરો અર્થ મેળવવો એ અતિશય અગત્યનું છે. મારે વધારીને એમ કહેવું જોઇએ કે કબુલતમાં એમ કહ્યું છે કે જ્યારે નવું ખાનું ખોલવામાં આવે, ત્યારે નેકીને માટે અથવા ધાર્મિષ્ટ કામને માટે આ ક્રમકમાટી ભરેલી ક્રિયા કરવામાં આવે છે અને આ ખાનું તો ૨–૩ વર્ષથી સ્થાપન કર્યું હોય એમ જણાય છે; તેથી ફરીઆદી ગનીએ પોતેજ એવી હકીકત લખાવી છે કે આ ખોજાખાનું ૩–૪ વર્ષથી હયાત છે, તે મુજબ યે.ગ્ય પ્રસંગની પણ ગેર હાજરી જોવામાં આવે છે.

આ આશ્ચર્યજનક કેસની સઘળી સ્થિ-તીઓ વિશે હવે મેં વિવેચન કરી લીધું છે અને ફરીઆદીઓના સાક્ષીઓએ જે સઘળી

મુખ્ય બીનાઓ કહી જણાવી છે તેની પુરેપુરી ચર્ચા કરેલી છે. મારે માટે પુછતા હો તો મુખ્ય સાક્ષીઓ–અભરામ, અબદુલ, ગીગા અને પુનાના બોલવા ઉપર હું મુદલે ભરૂંસો રાખતો નથી. હું એમ ગણું છું કે પંચની આગળથી રોકાઇ ગએલ બુદ્ધિ, એક આબરૂદાર કોમમાં, પ્રમાણ આપે એવાં કાંઇ પણ કારણો વગર, એક ત્રાસદાયક રીવાજ હોવા સંબંધી જે તેમનો વહેમ હતો તે વહેમના પંજામાં ફસાઇ ગએલી હતી. હું એમ ઠરાવું છું કે જે હેતુ બોજાનો હતો એવું ભુલ ભરેલી રીતે માની લઇને તે હેતુ તેમનો ઠરાવવામ આવ્યો હતો, તેથી પોલીસ સત્તા ધારીઓની જોવાની દ્રષ્ટી બગડી ગઇ હતી અને નાં. ૧ ના તહોમતદારની કબુલત આપ ખુશીથી કરેલી હતી અગર ખરી હતી એમ કબુલ રાખવાને હું તૈયાર થએલ નથી. વળી તમે પુરાવાનું વિવેચન થયા બાદ આ કેસમાં

મારા જે નિર્ણયોનો આધાર જ્યુડીશીઅલ પુરાવા ઉપર છે, તેની સાથે સામાન્ય રીતે મળતા આવો છો એમ જાણીને મને સંતોષ થાય છે.

તેટલા માટે મારો એમ અભિપ્રાય પડે છે કે નાં. ૧ ના તહોમતદારને તથા નાં. ૨ ના તહોમતદારને બનેને નિરદોષ ઠરાવવા જોઇએ. નાં. ૨ ના તહોમતદારની બાબતમાં—નાં. ૧ ના તહોમતદારની પાછી ખેંચી લીધેલી કબુલતનું તેના સહ તહોમત-દારની સામે જોર સંબંધી, પુનો ઠેઠ ગુન્હામાં સામેલગીરી કરનાર એવો શખ્સ છે કે જેના બોલવાને કાંઇ પણ પુષ્ટી મળી નથી, અને હીંદુસ્તાનના ફોજદારી શિક્ષાના કાયદાની કલમ ૨૦૧ મુજબ જે વિકલ્પ તહોમત રાખેલ છે તે ગ્રહણ કરવું જોઇએ તે સંબંધી **મી. શુકુલે** જે તકરારો લીધી છે તે ઉપર મારે વિચાર કરવો એ ખુલી રીતે બીન જરૂરીઆતનું છે. કેસના મેં જે

વિચાર લીધો છે, તેમાં આ સવાલો ઉઠતા નથી અને તેમનું વિવેચન કરીને આ ઠરાવને વધારે લાંબો કરવો એ નકામું છે.

**પબ્લીક પ્રોસીક્યુટરે** તથા બને તહોમતદારોના વિદ્વાન બારીસ્ટરોએ સંભાળપૂર્વક કેસ ચલાવ્યો છે તથા સહેલાઇથી સમજી શકાય તેવી તેમણે તેમાં જે દલીલો કરી છે, તેને માટે તે બનેના આપણે બહુ આભારી થયા છીએ. તમારે જે કરવાનું રહે છે તે એ છે કે. દરેક અગત્યના પોઈન્ટનો થંડા મનથી વિચાર કરવો, દફતર ઉપર દાખલ થએલા જ્યુડીશીઅલ પુરાવા ઉપરજ તમારા ધ્યાનને સાંકળી રાખવું અને જે પોઇન્ટો સંબંધી મેં તમોને કહ્યું છે, તે ઉપર વિચાર કરીને ગુણદોષ ઉપર તમારે તમારા સ્વતંત્ર નિર્ણયોપર આવવું.

રાજકોટ તા. ૨૦-૨૧-૪-૦૮.

(સહી) **એચ. ડી. રેન્ડાલ,**

**જ્યુડીશીઅલ આસીસ્ટંટ, કાઠીઆવાડ.**

## ઠરાવ.

સર્વાનુમતે કોર્ટનો એમ અભિપ્રાય પડે છે કે બન્ને તહોમતદારો, એટલે, નાનજી જેઠા અને મુસા ઉકા તેમના ઉપર મુકેલાં કોઇ પણ તહોમતની બાબતમાં બીન તકસીર-વાન છે, માટે કોર્ટ એવો હુકમ કરે છે કે તેમને નિરદોષ ઠરાવીને છોડી મુકવા જોઇએ.

રાજકોટ તા. ૨૧-૪-૦૮.

(સહી) એચ. ડી. રેન્ડોલ,

જ્યુડીશીઅલ આસીસ્ટંટ, કાઠીઆવાડ.

(સહી) ખાનશ્રી હુસેનયાવરખાનજી

તાલુકદાર, સરદારગઢ.

(સહી) અભેચંદ ગો, દેશાઇ.

(સહી) અમૃતલાલ તલકશી મહેતા.

(સહી) આણંદરાય ડી.

ખરી નકલ

(સહી) એચ. ડી. રેન્ડોલ,

જ્યુડીશીઅલ આસીસ્ટંટ, કાઠીઆવાડ.

(સહી) ગુલામ હાઇદર બા.
શિરસ્તેદાર.

મુકાબલ કરનાર
(સહી) નેરામ મેઘજી
ઇંગ્લીશ ક્લાર્ક

નકલ તૈયાર થઇ તા. ૪—૫—૦૮

ઓજા નાનજી જેઠા વીગેરે તરફથી નકલ માગી તારીખ ૨૨-૪-૦૮. એડવાન્સ પઇસા રજુ થયા તા. ૨૨-૪-૦૮. નકલ આપવા શેરો થયો તા. ૨૨-૪-૦૮. આ નકલની સહીની ફીનો રૂ. ૧—૦—૦ તથા કંપેરીંગ ફીના રૂ. ૧૫ મળી રૂ. ૧૬ ૦-૦ નો સ્ટાંપ ચોડવામાં આવ્યો તા. ૪-૫-૦૮ રાજકોટ.

(સહી) ગુલામ હાઇદર બા.
શિરસ્તેદાર.

ખરો તરજુમો
(sd.) Bhanji Gokal Parekh.
સનદી તરજુમો કરનાર.

# જાહેર ખબર.

**શીયા ઇમામી ઇસમાઇલી દીનભાઇઓ માટે ખાસ પુસ્તકો તયાર છે.**

લગભગ ત્રણ હજાર નકલો વેચાઇ ગઇ છે।

## તફસીરે દુઆ.

ખુદાવંદ સરકાર હાજર ઇમામ, **સર સુલતાન મહુમદશાહ દાતારની** પ્રકાશવંત ઇમામતની ઝળકતી કારકીર્દિમાં પ્રસિદ્ધિને પામેલો, **શીઆ ઇમામી ઇસમાઇલી દીનની પાક દુઆનો** તરજુમો.

શીયા ઇમામી ઇસમાઇલી બંદગીની ખુબીઓના જીજ્ઞાસુઓ, ઇસમાઇલી દીનની શાળાઓમાં શીખતા ઉછરતા વિદ્યાર્થીઓ, તથા સામાન્ય ઇસમાઇલી ખોજા જમાતોને એક સરખી રીતે ઉપયોગમાં આવી શકે એવી ખાસ ગોઠવણથી શબ્દાર્થ તથા ભાવાર્થ, બેવડી રીતે આ તરજુમાની રચના કરવામાં આવી છે.

આ પુસ્તકની ખુબીઓ વિષે કાંઇ પણ અતિશ્યોક્તિ નહીં કરતાં, ફકત એટલુંજ કહીશું કે શીઆ ઇમામી ઇસમાઇલી દીનની પાક દુઆની

ખુબીઓ સમજવા માટે આ પુસ્તક એક કુંચી છે. અને તેથી દરેક ઇસમાઇલી પોતાના ઘરની લાઇબ્રેરીમાં આ પુસ્તક રાખી ખરેખર ખુશી થશે.

કીંમત ફક્ત ૭ આના પોસ્ટેજ જુદું.

## ઇસ્માઇલી દર્પણ.

**ઇસમાઇલી અડતાલીશ ઇમામોનાં વતન** (નકશા સાથે) તથા તેઓની ઇમામતનાં ઇસવી સન તથા હીજરી સન તથા ટુંક ઇતિહાસ સાથે, બીજા ઉપયોગી લખાણવાળુ પુસ્તક જાડા ઇગ્લીશ પુઠાની બાઇન્ડીંગ. પુઠાપર સોનેરી અક્ષરમાં પુસ્તકનાં નામ સાથે. કીંમત રૂપીઓ એક.

## ઇસમાઇલી પ્રકાશ ભાગ ૧ લો અને ૨ જો.

દરેક ભાગની કીંમત રૂપીઓ ૧

આ બે પુસ્તકોમાં **મસનવી મોલાના રૂમ તથા કુરાને શરીફ** અને **ઇસમાઇલી ધર્મ શાસ્ત્રની** સરખામણી દર્શાવનારાં અતી ઉપયોગી દશ પ્રકરણોનો સમાવેશ કરવામાં આવેલ છે.

## કાતેલુલ હુસદ.

આપણા પાક શીઆ ઇમામી ઇસમાઇલી દીનને ગેર ઇનસાફ આપનારા અજ્ઞાનતા અથવા

ઇસ્લામ ભરેલાં લખાણો સામે ઇનસાફી અને વાજબી જવાબ આપતું પુસ્તક. કિંમત ફક્ત ત્રણ આના.

## ઇસમાઇલી દર્પણના છુટા ભાગો.

૧ ધન્યભાગ ઇસમાઇલી તારા

કિંમત સવા આનો.

૨ ઝહુરે અલી—કિંમત બે આના.

૩ દીદારે અલી—કિંમત બે આના.

૪ બોસતાને મારેફત—કિંમત બે આના.

તૈયાર થાય છે?

# નુરે વહદા નીયત.

## ભાગ બે.

પાક પરવર દીગારનું નુરે વહદાનીયત આ સૃષ્ટિમાં મનુષ્ય અવતારમાં જલ્વાગર થઇ, તેણે હકીકતી દીન તથા હરી ભકતોનું કેવી રીતે સંરક્ષણ કર્યું છે. અને એ નુરે આ કળીયુગમાં એટલે હજરત અલીથી લઇને ઇસમાઇલી હાઝર ઇમામ સુધી ઉતરી આવી કેવાં મહાભારત કાર્યો ભજાવ્યાં છે, તેનો પ્રત્યક્ષ ચિતાર આ પુસ્તકમાં આપવામાં આવશે. આ નુરે વહદાનીયતે

આગલ નવ અવતારોમા હિંદની ભૂમી ઉપર જે પરાક્રમી ભાગ બજાવ્યો છે, તથા દશમા નકલંકી અવતારમાં મુલ્કે અરબમાં હજરત અલીના રૂપમાં જે અદ્દ્ભૂત શક્તિઓ દેખાડી છે તેનું સવિસ્તર વર્ણન આપવામાં આવશે.

સુપર રોયલ સોળપેજી આશરે ૨૦૦ પાનાનું દળદાર પુસ્તક જાડા લુગડાંના ફેનસી પુઠાવાળી સોનેરી નામ સાથની બાઇન્ડીંગ અગાઉથી પૈસા ભરી ઉત્તેજન આપનારનું નામ પુસ્તકમાં આપવામાં આવશે.

કીમત દરેક ભાગની રૂ. ૧) પોસ્ટેજ જૂદું.

ઉપર જણાવેલાં પુસ્તકો. મુંબઇમાં બહાર કોટ પાલખી મોહલાના નાકા ઉપર ખોજા સીંધી પ્રીન્ટીંગ પ્રેસમાં શેઠ લાલજીભાઇ દેવરાજ પાસેથી અથવા નવા નાગપાડા, પોલીસ હસ્પીતાલ સામે પ્રગટ કરનાર ખોજા હાશમ બોઘા માસ્તર પાસેથી રોકડી કીમતે અથવા વેલ્યુ પેએબલ રીતીએ મળશે. પ્રગટ કર્તા.

હાશમ બોઘા માસ્તર.
નવા નાગપાડા, પોલીસ હસ્પીતાલ સામે
બાપખાના પોસ્ટ મુંબઇ.

## છપાય છે ! છપાય છે !! છપાય છે !!!

## વહેલો તે પહેલો.

# ગુલઝારે હકીકત.

## ભાગ ૧ લો.

અમારા સર્વે ઇસમાઇલી દીનભાઇઓનું ધ્યાન ખેંચવામાં આવે છે કે, ઉપર જણાવેલા નામનું પુસ્તક તા૦ ૧૫ મી ફેબરવારી સને ૧૯૦૯ સુધીમાં છપાઇ બહાર પડશે.

આ પુસ્તકમાં ઇસમાઇલી દીનદારોને જાણવા લાયક અતિ ઉપયોગી પાંચ પ્રકરણોનો સમાવેશ કરવામાં આવ્યો છે. તેની મુખ્ય બાબતોમાં અગત્યની ખુબી એ છે કે, સૃષ્ટિના મંડાણથી આજ પર્યંત ઇમામત તથા નબુવતની લાઇન, અથવા વિષ્ણું અને બ્રહ્માની લાઇન, મુસલમાની તેમજ હિંદુ ધર્મની રૂઢીઓ પ્રમાણે કેવી એક સરખી રીતે ચાલી આવે છે. અને એ ડબલ લાઇન જગતની આદિથી અદ્યાપિ પર્યંત વગર

કુદરતે, સીલસીલાબંધ, કેવા મહાન અદ્‌ભુત ચમત્કારથી સચવાતી આવતી ચાલુ રહી છે, અને કયામત સુધી એજ પ્રમાણે ચાલુ રહેશે, એ વિષય ઘણાજ સંગીન અને મજબુત પુરાવાથી આમાં દાખલ કરેલો છે. આ પુસ્તક, સર્વ ધર્માભિમાનીઓને સામાન્ય રીતે એક સરખું ઉપયોગી થઇ પડશે એવી આશા રાખવામાં આવે છે.

બીજી ખુબી એ છે કે ઇસ્લામાઇલી મઝહબ, બીજા પરધર્મથી કેવી રીતે સત્ય છે, તે બીના પરધર્મીઓનાંજ પુસ્તકોમાંથી સાબીત કરી આપવામાં આવી છે. તેમ ઇશ્વરી સત્તા ધરાવનાર મહાન પુરૂષો તરફ શ્રદ્ધા ધરાવવા માટે, તેમની મહત્વતાને લાયક દાખલા, દ્રષ્ટાંત અમારા પુસ્તકમાં દાખલ કરવા અમોએ ખાસ સંભાળ રાખેલી છે. છતાં અમે અમારા દીનભાઇઓને નમૃતા પૂર્વક અરજ કરીએ છીએ કે, અમારા આ નવા પ્રયાસને અમારા દીનભાઇઓ (અમારી ચોપડીની લાયકાતને લીધે નહિ, પણ) પોતાના એક દીન બંધુને સાહિત્યમાં મદદ કરવા બહાર પડશે, એવી અમો આશા રાખીએ છીએ.

સુપર રોયલ બત્રીશ પેજી આકારે ૭ ફારમનું લગભગ ૨૦૦ પાનાનું પોકેટ સાઇઝનું ફળદાર પુસ્તક જાડા લુગડાંના ફેનસી પુઠાવાળા સુનેરી નામ છાપની ઈંગ્લીશ બાઇન્ડીંગ.

કિંમત ફક્ત ૭ આના.

પોસ્ટેજ હિંદુસ્તાનનો એક આનો આફ્રિકાના બે આના વધુ.

## પુસ્તક મળવાનાં ઠેકાણાં.

**ખોજા સીંધી પ્રીન્ટીંગ પ્રેસમાં શેઠ**
લાલજીભાઇ દેવરાજ પાલખી મોહલો
પોસ્ટ નં. ૯ મુંબઈ.

**જુહારામભાઇ બોઘા માસ્તર**
નવા નાગપાડા પોલીસ ઇસ્પીતાલ સામે
પોસ્ટ ભાયખલા મુંબઇ.

## રચી પ્રસિદ્ધ કરનાર.

**અલીમામદ લધાભાઈ માસ્તર.**
૨૦૯–૨૧૩ પાયધોની રોડ, ખડક
પોસ્ટ નં. ૩ મુંબઇ.